# નાગરિક સહકારી બેન્કો.

Reg No 329

ધી બોમ્બે સેન્ટ્રલ કો-ઓપરેટીવ ઈન્સ્ટીટ્યુટની
ગુજરાત વિભાગી શાખાની સહકારી
સાહિત્ય કમિટિની સૂચનાથી
તૈયાર કરવામાં આવ્યું છે.

7-6-1926

લેખક તથા પ્રકાશક:
વંદ્રાવન છોટાલાલ જાદવ. બી. એ.
મેનેજીંગ ડિરેક્ટર
સુરત પીપલ્સ કો-ઑપરેટીવ બેન્ક લી०

---

પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦

---

આ પુસ્તક સુરત કો-ઓપરેટીવ પ્રિન્ટિંગ પ્રેસ લી०માં
જે. ડબ્લ્યુ. રાઠોડે છાપ્યું.

---

કિંમત ચાર આના

---

સુરત:

ઈ. સ. ૧૯૨૬ ] [ વી. સં. ૧૯૮૨.

# ફીનાન્સીંગ તથા એકાઉન્ટીંગ એજન્સી.

કણપીઠ બજાર સુરત.

---

**પ્રોપ્રાયટર.**

**વી. સી. જાદવ. બી. એ.**

આ સંસ્થામાં નીચે પ્રમાણે કામકાજ થાય છે :—

**ચાલુ ખાતાં :**—સારા ઘરાકોના ચાલુખાતાં ખોલવામાં આવે છે, અને રોજની જમા બાકી પર દર વર્ષે દર સેંકડે ત્રણ ટકા લેખે વ્યાજ આપવામાં આવે છે.

**કમિશનનું કામ :**—સારાં ઘરાકો માટે મુંબાઈ અને સરકારી કાગળો તથા કલકત્તાની કંપનિઓના શેરો. ખરીદવાનું તથા વેચી આપવાનું કામ કરવામાં આવે છે; તથા ડીવીડંડ ઘટવામાં આવે છે, અને સરકારી કાગળો વગેરેનું વ્યાજ ઉઘરાવી આપવામાં આવે છે. ઘરાકોના શેરો કમિશન લઇ ચઢાવી આપવા માટે મોકલી આપવાનું કામ પણ થાય છે.

**થાપણો મૂકવાનું કામ :**—ઘરાકોના નાણાં તેમની મરજી પ્રમાણે થાપણો તરીકે મીલો. બેન્કો તથા બીજી કંપનિઓમાં મૂકાવી આપવાનું કામ પણ કરવામાં આવે છે.

**નાણાંની ધીરધાર :**—ઘરાકોને ચાલુ ખાતા પર ટુંક વખતને માટે સારી વ્યાજ આપતી સીકયુરીટીની જામીનગીરી પર નાણાં ધીરવામાં આવે છે.

વધુ વિગત માટે નીચે સહી કરનારને મળો.

**વિમાનું કામ :**—જીંદગીના તથા આગના વીમા ઉતરાવી આપવાનું કામ લેવામાં આવે છે.

[illegible] સી. જાદવ.

# પ્રસ્તાવના.

---

આવા નાના સરખાં પુસ્તકને પ્રસ્તાવના ન હોય-; તો પણ આ પુસ્તક લખવાનો વિચાર કેમ સ્ફુર્યો તે સંબંધે કંઇ ઉલ્લેખ હોવાની જરૂર છે, તેથી પ્રસ્તાવના રૂપે તે જણાવું છું. ગુજરાતી ભાષામાં બેન્કીંગ અને ખાસ કરીને કો-ઓપરેટીવ બેન્કીગ સંબધે જ્ઞાન મેળવવા માટે એક પણ પુસ્તક નથી. ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન ધરાવનાર માણસો બેન્કીંગના વિષય પર તે ભાષામાં ઘણા પુસ્તકો છે તેમાંથી ઉપયોગી વ્યવહારૂ જ્ઞાન મેળવી શકે છે; પણ જેને ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન નથી તેને આ જ્ઞાન મેળવવા માટે કોઈ પુસ્તકની મદદ મળી શકે તેમ નથી. આ જરૂરીઆત થોડે અંશે પુરી પાડવાનો આ નાનકડું પુસ્તક બહાર પાડવાનો હેતુ છે.

આ ઉપરાંત મુંબઇ સેન્ટ્રલ કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટની વિભાગી તથા જીલ્લા શાખાઓ તરફથી શિક્ષણ વર્ગો દર વર્ષે રાખવામાં આવે છે, અને તેમાં શિક્ષણ લેનાર વિદ્યાર્થીઓને "અર્બન બેન્કીંગ" નાગરીક શરાફી વહિવટ એ વિષય પર પાઠય પુસ્તક હોય તો અભ્યાસ કરવામા વધારે સવડ પડે એવું અનુભવ પરથી માલમ પડયું છે, અને તેથી આ પુસ્તક લખવાની પ્રેરણા થઈ છે.

જર્મની અને ઇટાલીમાં "અર્બન પીપલ્સ બેન્કો" જે જે ધોરણ પર કામ કરી રહી છે તે ધ્યાનમાં રાખી, તે ધોરણમાં આપણા દેશમાં ફેરફાર કરવા જરૂરના લાગ્યા ત્યાં ફેરફાર કરી મેં ઇ. સ. ૧૯૨૨માં સુરત પીપલ્સ કોઓપરેટીવ બેન્ક લી૦ નોંધાવવા માટે મોકલી અને તે બેન્કનો વહિવટ કરતી વખતે જે જે ધોરણો અને રીતો કામ કરવા માટે જરૂરના લાગ્યા તે તે ધોરણો તથા રીતો વિષે આ પુસ્તકમાં સમજુતી આપી છે એટલે આ પુસ્તકમાં બેન્ક ચલાવવાનો જે અનુભવ મળ્યો છે તેનો-પણ લાભ આપી શકાયો છે.

હિંદુસ્થાનમાં બેન્કીંગ માટે હાલના જમાનાને અનુસરતી સગવડોની ઘણી ખોટ છે, એ વાત ઘણી વખતે વાંચેલી અને મેં સહકારી હિલચાલમાં રસ લેવા માંડયો ત્યારથી આ ઇલાકાના આગલા રજીસ્ટ્રાર મિ. ઓટો રોથફીલ્ડે પોતાના સરક્યુલરોમાં આ બાબત પર ઘણી અસરકારક ભાષામાં ઉલ્લેખ કર્યો હતો તે ઉપરથી આ દિશામાં કામ કરવા હું પ્રેરાયો હતો. હિન્દુસ્થાનમાં બેન્કો હોવાની ઘણી જરૂર છે એ વાત તો દેખીતીજ હતી, પણ જોઈન્ટ સ્ટોક બેન્કો વધારવા પર વધુ લક્ષ અપાવું જોઇએ—કે કોઓપરેટીવ બેન્ક વધારવા પર વધૂ લક્ષ અપાવું જોઇએ તે બાબતનો નિર્ણય કરવાનો હતો. આ બાબત સંબંધે મારા વિચારો આ પુસ્તકના પહેલા પ્રકરણમાં મેં જણાવ્યા છે એટલે તે વિષે અહીં ફરીથી ઉલ્લેખ કરતો નથી, પણ આ વિચારોને પરીણામે કોઓપરેટીવ બેન્કોથીજ આ દેશને વધારે લાભ થશે એ નિર્ણય પર હું આવ્યો, અને આ વિચારોને અમલમાં મૂકવાને સુરતમાં સુરત શહેરના લોકો માટે સુરત પીપલ્સ કોઓપરેટીવ બેન્ક લી૦ ની સ્થાપના કરી.

જર્મની અને ઇટાલી દેશોમાં અર્બન પીપલ્સ બેન્કો ચાલે છે તેની કામ કરવાની પદ્ધતિ ધ્યાનમાં લઈ તેમાં જોઇતા સુધારા વધારા કરી પેટા નિયમોનો એક ખરડો તૈયાર કરી, ઉત્તર વિભાગના આ. રજીસ્ટ્રાર મી. ડી. એ. શાહને તે બતાવ્યો; અને તેમની કિંમતી સલાહનો લાભ લઇ, તેમાં ઘટતા સુધારા વધારા કરી આ બેન્ક નોંધાવવા માટે મ્હે. રજીસ્ટ્રાર સાહેબ પર કાગળો મોકલ્યા. તે વખતે મી. જે. એ. મદન રજીસ્ટ્રાર તરીકે કામ કરતા હતા; અને જો કે મેં તૈયાર કરેલા પેટા-નિયમો ખાતાના મોડેલ નિયમો કરતાં ઘણી રીતે જૂદા અને વિશાળ સત્તા આપનારા હતા તો પણ તેઓ સુરત આવ્યા ત્યારે મારી સાથે પેટા નિયમોની દરેક કલમ સંબંધે વિવેચન કરી અમારા તૈયાર કરેલા નિયમો તેમણે સ્વીકાર્યા, અને ત્યાર પછી જ્યાં જ્યાં અર્બન બેન્ક કાઢવામાં આવે છે, ત્યાં ત્યાં આ

નિયમોની માંગણી થાય છે અને તે ધોરણે નવી અર્બન બેન્કો રજીસ્ટર થાય છે.

આ પ્રમાણે, "અર્બન કોઑપરેટીવ બેન્ક" કાઢવાની પ્રેરણા કરવા માટે મી. રોથડેલ્ડનો મારે આભાર માનવો જોઇએ--પેટા નિયમો તૈયાર કરવામાં અને ખાતાના મોડેલ બાયલોઝ કરતાં વધારે વિશાળ સત્તા આપનાર પેટા-નિયમો માટે પોતા તરફથી ભલામણ કરવા માટે ઉત્તર વિભાગના ઉત્સાહી આ. રજીસ્ટ્રાર મી. ડી. એ. શાહનો આભાર માનવો જોઇએ, અને છેવટે હાલના રજીસ્ટ્રાર સાહેબ મી. જે. એ. મદન-જેઓએ પોતાના એકટીંગ હોદ્દા દરમિઆન આ પેટા નિયમો કબુલ રાખી, અમોને કામ કરવામાં ઉત્તેજન આપ્યું તે બદલ તેમનો પણ ઉપકાર માનવો જોઇએ. આ ત્રણ ગૃહસ્થોએ આપેલી મદદ માટે તેમનો ઉપકાર માનું છું; અને તે ત્રણે સાહેબોએ જે જે સવડતાઓ વખતો વખત આપી છે તેને લઇને "અર્બન બેન્કીંગ" પરત્વે મારો ઉત્સાહ વધારે જાગૃત થયો છે.

જો આ પુસ્તક વાંચવાથી આ દેશમાં "અર્બન બેન્કીંગ" ખીલવવા તરફ લોકોનો ઉત્સાહ જાગૃત થશે; અગર-અર્બન બેન્કોનો વહિવટ કરવામાં આ પુસ્તક થોડી ઘણી પણ સલાહ આપશે, તો મારી મહેનત સફળ થઇ સમજીશ. આ દેશનું બેન્કીંગ ખીલવવામાં ઇશ્વર અમોને પૂરેપૂરી મદદ આપો એટલું ઇચ્છી આ નાનકડી ઉપોદ્‌ઘાત બંધ કરૂં છું.

ડુમસ
તા. ૧લી મે ૧૯૨૯. } વંદ્રાવન છોટાલાલ જાદવ.

---

# શહેરો માટે સહકારી બેન્કો.



## પ્રકરણ ૧લું.

### કો-ઑપરેટીવ બેન્કોની જરૂરિઆત તથા ઉપયોગીતા.

**વેપારધંધાની ખીલવણી માટે નાણાંની સગવડ.**

કોઇપણ દેશના વ્યાપાર તથા ઉદ્યોગની ખીલવણી કરવામાં નાણાંની સગવડ ઘણી ઉપયોગની છે. જેટલે દરજ્જે ઓછા વ્યાજના દરે વ્યાપાર અને ઉદ્યોગને માટે નાણાં મેળવી શકાય તેટલે દરજ્જે તે ફળદાયી થાય. નાણાંની ધીરધાર કરનારી સારી સંસ્થાઓના અભાવે હિન્દુસ્થાનનો વ્યાપાર ધંધો બરાબર ખીલવી શકાતો નથી, અને ખેડુતો, કારીગરો તથા વેપારીઓને પૂરતો લાભ મળતો નથી, એટલુંજ નહિ પણ તેઓની મહેનતનો લાભ નાણાંની સગવડવાળી પરદેશી પેઢીઓ મેળવી જાય છે.

**બેન્કો ખોલવી તથા ચલાવવી એ પણ દેશહિતનું કાર્ય છે.**

આ સ્થિતિ સુધારવાને હિન્દુસ્થાનના દરેકે દરેક તાલુકાના મુખ્ય શહેરમાં એકેક બેન્ક હોવાની જરૂર છે. આવી બેન્કો ચલાવવામાં; તેમને સારા પાયા પર લાવવામાં અને તેમની મદદથી વ્યાપાર તથા ધંધો ખીલવવામાં મદદ કરનાર દેશ હિતચિંતકોની આપણને ઘણી જરૂર છે. આ કાર્યમાં મદદ કરવામાં મોટા આત્મભોગની જરૂર નથી. ઘણા માણસોથી બની શકે એવું આ કાર્ય છે. જે ગૃહસ્થો દેશસેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેશના સૈનિક તરીકે બહાર પડી શકે તેમ નહિ હોય—જેઓને પોતાનો ધંધો રોજગાર ચાલુ રાખી, પોતાનો અવકાશનો વખત દેશસેવામાં ગાળવો હોય તેવા ગૃહસ્થોને આવા

કાર્યમાં રસ લેતા કરવા—તેમને આવાં કામ સોંપવા—અને તે રસ્તે બની શકે તેટલી આપણા દેશની આર્થિક સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવો એ કાંઇ દેશની નાની સુની સેવા નથી. જ્યારે કેટલાક સ્વદેશપ્રેમી પુરુષો રાજદ્વારી વિષયમાં આગળ પડતો ભાગ લઇ પોતાની બુદ્ધિ, ઇચ્છા તથા અનુકૂળતાને અનુસરીને દેશની સેવા કરી રહ્યા છે, ત્યારે અન્ય ભાઇઓ આપણા દેશની આર્થિક સ્થિતિ સુધારવાને એકત્ર થઇ અને એક સંપ કરી તે રસ્તે દેશની ઉન્નતિ કરવામાં પોતાનું લક્ષ આપે એ ઘણું ઇચ્છવા યોગ્ય છે. આ કાર્યમાં પણ ઘણી ઉત્સાહી વ્યક્તિઓની મદદની જરૂર છે, અને જેટલા પ્રમાણમાં આપણે આ ઉચ્ચ ભાવનાવાળા સંચાલકો મેળવી શકીએ તેટલા પ્રમાણમાં આપણને ફત્તેહ મળી શકે.

**નાણાં જમા મૂકવા માટે સદ્ધર સંસ્થાઓની પડતી ખોટ.**

આર્થિક દૃષ્ટિએ જોતાં હિન્દુસ્થાનમાં ખેતી, વ્યાપાર તથા ધંધાને માટે નાણાંની સગવડતાની ખામી હોવાથી આપણો દેશ આગળ વધી શકતો નથી. કયા વેપાર અગર ધંધાને મદદ કરવા માટે નાણાં ધીરવાથી તે સલામત રહેશે, એ સંબંધે ઘણા લોકોને ખાત્રી નહિ હોવાથી, તેઓ નાણાં કયાં તો ઘરમાંજ રાખી મૂકે છે; અગર તો બીજી કોઇ પણ જામીનગીરીને અભાવે સરકારી લોનમાંજ રોકે છે અથવા તો ઇલાકાના મુખ્ય શહેરમાં ચાલતી મોટી બેન્કો તથા કંપનિઓમાં રોકે છે. પરિણામ એ આવે છે કે દેશનાં નાનાં શહેરો અગર કસ્બાઓ જ્યાંનો વેપાર નાણાંની મદદને અભાવે પડી ભાંગે છે, અને ખીલવી શકાતો નથી, ત્યાં તો નાણાંનું દુઃખ જેવું ને તેવુંજ રહે છે, માટે આપણા દેશની આર્થિક ઉન્નતિ કરવામાં પહેલું પગથીયું એ છે કે નાણાંની મદદ આપનારી સંસ્થાઓ (Banks) જેમ બને તેમ જલદીથી આપણા દેશમાં યોજવી તથા ખીલવવી જોઇએ.

જે જાતની બેન્કો ચલાવવાનું અહિં લખાય છે, તે પરસ્પર સહાય અને સ્વાશ્રયના ધોરણ પર રચાએલી કો-ઑપરેટીવ બેન્કોના સંબંધમાં છે. હિન્દુસ્થાનના હાલના સંજોગોમાં દરેકે દરેક ગામમાં અને ખાસ કરીને તાલુકાના મુખ્ય ગામમાં અને ઘણે ભાગે જીલ્લાના મુખ્ય શહેરોમાં સહકારી ધોરણ પર ચાલતી બેન્કોજ ફત્તેહમંદ થઈ શકે એમ અમારૂં માનવું છે.

**કો-ઑપરેટીવ બેન્ક માટે સ્થાન.**

શેરનું ભંડોળ પૂરૂં પાડનારા માણસોના (શેર હોલ્ડરોના) લાભ માટે, જાહેર પ્રજા સાથે વહિવટ કરી જેમ બને તેમ વધારે નફો મેળવી, શેર હોલ્ડરોને પોતે રોકેલી મુડીના પ્રમાણમાં નફો વહેંચી આપવા માટે જોઈન્ટ સ્ટોક બેન્કો કાઢવામાં આવે છે, ત્યારે જેઓને નાણાંની જરૂર હોય, અગર જેઓને પોતાનાં નાણાં સહીસલામત રીતે અને વ્યાજબી દરે રોકવાં હોય, તેવાઓને એકત્ર કરી મુડી રોકનારને ઠરાવેલી હદ કરતાં વધારે નફો ન મળે તે ધોરણે સહકારી બેન્કો ખોલવામાં આવે છે. આવી બેન્કોમાં શેરના ભંડોળમાં નાણાં રોકનાર માણસને પોતાનાં રોકેલાં નાણાંનો વ્યાજબી દર આપ્યા પછી જે નફો રહે છે, તે નફાનો અમુક ભાગ નાણાં વ્યાજે લઈને અગર બાર મહિનાની થાપણ બેન્કમાં જમા મૂકીને જે જે સભાસદો બેન્ક સાથે વહિવટ કરે છે, તેઓને ઠરાવ્યા પ્રમાણે વહેંચી આપવામાં આવે છે. જોઇન્ટ સ્ટોક બેન્કોમાં રોકેલી મુડીના પ્રમાણમાં મત આપી શકાય છે, ત્યારે આ બેન્કોનો વહિવટ બેન્કના બધા સભાસદોની મરજી ઉપર મૂકવામાં આવે છે. વધારે શેર ધરાવનારા માણસોને વધારે મત હોતા નથી, અને તેથી વધારે મુડીવાળા પોતાના હાથમાં વહિવટ રાખી એક હથ્થુ કારભાર કરી શકતા નથી, પણ સહકારી બેન્કમાં દરેક સભાસદને એકજ મત હોય છે. જેઓ બેન્ક સાથે કામકાજ કરે છે તેઓજ

**સહકારી બેન્ક અને જોઇન્ટ સ્ટોક બેન્ક વચ્ચેનો તફાવત.**

બેન્ક ચલાવવામાં ભાગ લે છે, અને તેથી જેઓને બેન્કની જરૂર છે, તેઓના લાભ માટેજ આવી બેન્કો ચલાવવામાં આવે છે. મુડીવાળા માણસો કરતાં બુદ્ધિશાળી, પ્રમાણિક અને સમાનતા રાખવાની વૃત્તિવાળાં માણસોને બેન્કનો વહિવટ કરવા દેવામાં આવે છે. આવી બેન્કોએ પોતાનો વહિવટ ચલાવવા માટે જે નિયમો ઘડ્યા હોય છે. તે નિયમો પ્રમાણે કામ થાય છે કે નહિ, તેની જુદા જુદા માણસો તપાસ રાખે છે, અને તે ઉપરાંત વર્ષમાં એક વખતે સરકારના નીમેલા ઑડીટર હિસાબ નિષ્પક્ષપાતપણે તપાસે છે.

**સહકારી બેન્કોને આપેલી સગવડ.** આ બેન્કો બરાબર ખીલી શકે તે માટે સરકારે નીચેની સગવડો આપી છે:—

૧. આવી બેન્કોને રજિસ્ટર કરાવવા માટે નોંધણીની ફી આપવી પડતી નથી.

૨. આવી બેન્કોના મેમોરેન્ડમ અને આર્ટીકલ્સ ઓફ એસોસીએશન (પેટા કાયદાઓ) ઘડવા માટે ખર્ચ કરવો પડતો નથી; પણ એક નમુનાના પેટા નિયમો ઘડી રાખ્યા હોય છે, તેને ધોરણે અમુક મરજિઆત ફેરફાર સાથે પેટા નિયમો તૈયાર કરવામાં આવે છે.

૩. આવી બેન્કોને પોતાની કમાણી ઉપર સરકારને આવક વેરો આપવો પડતો નથી.

૪. બેન્કના સભાસદો સેવિંગ ખાતામાંથી તેમજ ચાલુ ખાતામાંથી જાતે આવી નાણું ઉપાડે, ત્યારે અથવા નાણાં વ્યાજે લે ત્યારે તેમને સ્ટાંપ વાપરી રસીદ આપવી પડતી નથી.

૫. આ બેન્કોને તેના સભાસદે કરી આપેલા ગીરોના ચા

કોઇપણ દસ્તાવેજ પર સ્ટાંપ લાગતો નથી, તેમજ રજિસ્ટ્રેશન ફી બેસતી નથી.

૬. હિન્દુસ્થાનના જે જે મુખ્ય શહેરોમાં સહકારી બેન્કો હોય છે, ત્યાં નાણાં રીમીટન્સ ટ્રાન્સસ્ફર રસીદથી વગર ખર્ચે મોકલી શકાય છે; અગર ત્યાંથી નાણાં વગર ખર્ચે મંગાવી શકાય છે.

૭. આવી બેન્કોએ પોતાના સભાસદોને ધીરેલાં નાણાં વસુલ કરવા માટે દાવો માંડવા કોર્ટમાં જવું પડતું નથી. તેમજ કોર્ટ સ્ટાંપ તથા વકીલનો ખર્ચ કરવો પડતો નથી; પણ સહકારી ખાતાના રજિસ્ટ્રારને જણાવી લવાદી કોર્ટ મારફતે હુકમનામું થાય છે.

૮. આ બેન્કોના સભાસદોએ બેન્કમાં મૂકેલી થાપણ અગર તેઓ બેન્કમાં જે શેરો ધરાવતા હોય તે પોતાના મરણ બાદ કોને આપવાના છે, તેની નીમણુક બેન્કના દફતરમાં નોંધાવી શકાય છે, અને તેથી મરણબાદ વારસાસર્ટિફીકેટ કે લેટર્સ ઓફ એડમીનીસ્ટ્રેશનનો ખર્ચ કરવો પડતો નથી.

૯. આવી બેન્કોને મદદ કરવા માટે જીલ્લા બેન્કો અને ઇલાકા બેન્કો ખોલવામાં આવી છે, એટલે જરૂરની વખતે નાણાંની મદદ સહેલાઇથી મળી શકે છે.

સહકારી બેન્કો વિષે આટલી સમજુતી આપ્યા પછી આવી જાતની બેન્કોની જરૂરિઆત વિષે વિચાર કરીએ. હિન્દુસ્થાનના

**નાનાં શહેરો તથા કસ્બામાં સહકારી બેન્કોની જરૂરિઆત.**

નાનાં શહેરોના તથા કસ્બાઓના લોકોને ધંધા માટે નાણું મેળવવું ઘણું મુશ્કેલ પડે છે. કેટલેક ઠેકાણે ઘણું ભારે વ્યાજ આપવું પડે છે, અને કેટલાકોને વ્યાજ આપતાં પણ નાણાં મળી શકતાં નથી. ઇલાકાના મુખ્ય શહેરોમાં પરદેશી

બેન્કોની શાખાઓ, પરદેશીઓના વહિવટ નીચે ચાલતી દેશી બેન્કો તથા દેશી વહિવટ નીચે ચાલતી સ્વદેશી બેન્કો ઘણી મુડી ધરાવે છે; પણ તેવી સંસ્થાઓ મોટે ભાગે ઇલાકાના મુખ્ય શહેરમાં કામ કરતા મોટા વેપારીઓનેજ ધીરધાર કરે છે. નાનાં શહેર તથા કસ્બાના રહીશો પર વિશ્વાસ રાખી શકે, તેઓના વ્યાપારની ઝીણવટથી તપાસ કરી શકે, નાની નાની રકમો ધીરવા પર લક્ષ આપે એવી બેન્કો હિન્દુસ્થાનમાં ઘણીજ થોડી છે. ઇલાકાના મુખ્ય શહેરમાં જે બેન્કની વડી ઓફીસ હોય તેવી બેન્કોની શાખાઓ કવચિત્ નાનાં શહેરોમાં ખોલવામાં આવે છે ખરી; પણ આ બેન્કો નાનાં શહેરોના વેપારને માટે નાણાં ધીરી શકતી નથી; કારણ કે નાનાં શહેરોના વેપારીઓ માટે વડી ઓફીસનો વિશ્વાસ ઉત્પન્ન કરવો એ ઘણું કઠણ છે. આવી બેન્કો મોટે ભાગે થાપણો એકઠી કરી મુંબઇ મોકલી આપે છે, અને આપણા નાનાં શહેરો તથા કસ્બાઓના વેપાર ઉદ્યોગને માટે નાણાંની તંગી તો તેવી ને તેવીજ રહે છે.

**મોટાં શહેરોની બેન્કોને નાનું કામ પરવડે નહિ.**

ઇન્ડિઅન કંપનિ એક્ટ પ્રમાણે નોંધાએલી જોઇન્ટ સ્ટોક બેન્કો નાના શહેરોમાં કાઢીએ તો શરૂઆતમાં આવી બેન્કોનો ખર્ચ ચલાવવા માટે પૂરતું કામ મળી શકે નહિ. આવી બેન્કોને નાણાંની મદદ ઇલાકાની મોટી બેન્કો આપે નહિ. નાની ઉથલપાથલના પ્રમાણમાં ખર્ચ ભારી પડે અને એકંદરે આ સાહસમાં ફાવવું ઘણું મુશ્કેલ પડે. વળી જો મુંબઇની મોટી બેન્કો તાલુકાના મુખ્ય મથકોમાં પોતાની શાખાઓ ખોલે તો કસ્બાના ગામોમાં જેટલું 'બીઝનેસ' મળી શકે છે, તેટલું તેનો ખર્ચ નીભાવવા માટે પૂરતું નથી, અને નાણાંની ધીરધાર ઇલાકાના મુખ્ય શહેરમાં રહેતા ડિરેકટરોની મુન્સફી પર હોવાથી જ્યાં શાખા ખોલવામાં આવે છે, ત્યાંના વેપારીઓને ઘણી ઓછી સગવડ મળી શકે છે.

વળી હાલ જે જે બેન્કીંગ સંસ્થાઓ અસ્તિત્વમાં આવેલી છે, તે જીલ્લાના મુખ્ય શહેરોની સગવડ માટે જોઈએ તેવું કામકાજ ખીલાવી શકી નથી, અને તાલુકાના મુખ્ય શહેરોમાં અને વેપારી મથકોમાં બેન્કીંગ કામ કરવાનું હાથ ધરવામાં પણ આવ્યું નથી. તે ઉપરાંત ઇલાકાનાં મુખ્ય શહેરોની બેન્કો પૂરતા પ્રમાણમાં હાલની પદ્ધતિ પર પોતાનો ધંધો ખીલવી શકે છે, અને તેથી નાના પાયા પરનું કામકાજ ખીલવવા પર તેમની વૃત્તિ હોઇ શકે નહિ; અને આવી બેન્કોનો વહિવટ ચલાવનાર મોટા શહેરોમાં રહેતા હોવાથી નાના શહેરોના વેપારીઓ તથા કારીગરોને મદદ આપવાનું આવી સંસ્થાઓથી બની શકે તેમ નથી.

**કોઑપરેટીવ બેન્કને ફત્તેહમંદ થવાનાં કારણો.**

આ બધાનો વિચાર કરતાં આપણને ખાત્રી થાય છે, કે નાનાં નાનાં ગામો, જીલ્લાનાં મુખ્ય શહેરો અગર તાલુકાનાં મુખ્ય કસ્બાના વેપારીઓને કારીગરોને તથા ખેડુતોને યોગ્ય અને પૂરતી મદદ આપવી હોય, તો તે સહકારી ધોરણ પર ચાલતી બેન્કોથીજ આપી શકાશે, તેથી જો દરેક નાનાં શહેરમાં અને કસ્બામાં ત્યાંના લોકોની મુડીથી અને ત્યાંના લોકોના વહિવટ તથા દેખરેખ નીચે બેન્કો કાઢવામાં આવે તો વેપારીઓ, કારીગરો તથા ખેડુતોને નાણાંની મદદ મળી શકે.

**કોઓપરેટીવ બેન્કો ખોલવાની જરૂર.**

આ બધી દલીલોથી એટલી તો ખાત્રી થઈજ હશે, કે હિન્દુસ્થાનની આર્થિક ઉન્નતિ કરવા માટે નાણાંની સગવડ આપનારી નાની નાની સંસ્થાઓ ઉપયોગની છે, અને સહકારી હિલચાલ આ કામ ઉપાડી લેશે, એવું દેખાય છે. દરેક ગામના લોકોએ પોતાના લાભ માટે ખોલેલી કો-ઑપરેટીવ બેન્કો સ્થાનિક મુડી એકઠી કરીને અને નાણાંની આપલેમાં વધારો કરીને સ્થાનિક વેપાર તથા હુન્નર ઉદ્યોગ ખીલવવામાં સારો ભાગ ભજવી શકે એમ

લાગે છે. જો આ હિલચાલમાં રસ લેનાર ગૃહસ્થો આવી જાતની સંસ્થાઓ સ્થાપવામાં અને તેને પ્રમાણિકપણે ચલાવી વિચારપૂર્વક પોતાના ગામના હુન્નરઉદ્યોગ પોષવામાં, તેમજ જે જે ગરીબ ઘરોમાં નાણાંની મદદ આપનાર સૂર્યનાં કિરણોનો પ્રકાશ આપી શકાયો ન હોય, ત્યાં નાણાંની મદદ આપવાનું કામ કરવામાં ફત્તેહમંદ નીવડે તો પોતાના દેશની ચઢતી કરવામાં ઘણો સારો ફાળો તેઓએ આપ્યો છે, એમ કહેવાને જરા પણ આચકો લાગે નહિ. જે રીતે આ હિલચાલ હાલ પ્રગતિ કરી રહી છે તે જોતાં, આ કામમાં ફતેહ જરૂર મળશે એવી આશા રાખી શકાય છે. કો-ઑપરેટીવ બેન્કોની જરૂરિઆત વિષે આટલું વિવેચન કર્યા પછી, તે બેન્કોના વહિવટ વિષેની હકીકત હવે પછીના પ્રકરણમાં આપવામાં આવશે.

---

## પ્રકરણ ૨જું.

---

### કો-ઓપરેટીવ બેન્કનો વહિવટ.

જે ગામમાં વેપાર ધંધો સારો ચાલતો હોય; માલ આયાત તથા નિકાસ કરવામાં આવતો હોય; જુદી જુદી જાતના હુન્નર તથા ઉદ્યોગ ચાલતા હોય તે ગામોમાં અર્બન અગર પીપલ્સ કો-ઑપરેટીવ બેન્કો ફતેહમંદીથી ચલાવી શકાય. આવા ગામના થોડાક આગેવાન ગૃહસ્થોને એકઠા કરી સહાયકારી ધોરણ પર કામ કેમ થઇ શકે તે સમજાવવું, અને આવી બેન્કોનો વહિવટ કરવા માટે નમુનાના પેટા નિયમો સહકારી ખાતા તરફથી તૈયાર કરવામાં આવ્યા છે તેની થોડીક નકલો જીલ્લા સહકારી મંદિર (District Co-operative Institute)માંથી મંગાવવી અને તે હાજર રહેલા

સહકારી બેન્ક ખોલવાની રીત.

ગૃહસ્થોને વાંચી સંભળાવવી અને જો ઓછામાં ઓછા દશ માણસો એ સંસ્થામાં જોડાવાનું સ્વીકારે તો પેટા નિયમોમાં ઘટતા ફેરફારો કરી તેની ત્રણ નકલ પર તેઓની સહી કરાવી, આ બેન્ક રજિસ્ટર્ડ કરાવવા પુનાના "રજિસ્ટ્રાર કો-ઑપરેટીવ સોસાયટીઝ" પર 'આસિસ્ટંટ રજિસ્ટ્રાર' સુરત મારફત મોકલી આપવી. જરૂર હોય તો જીલ્લાના ઓનરરી ઓરગેનાઇઝર અગર ઉત્તર વિભાગના આસિસ્ટન્ટ રજિસ્ટ્રારની આ કામમાં જોઈતી મદદ લઈ શકાય.

**પહેલી સાધારણ સભામાં કરવાનાં કામો.**

બેન્કની નોંધણી થઇ આવે પછી જે સભાસદો શરૂઆતની અરજીમાં સામેલ થયા હોય તેઓની એક સભા બોલાવી, જે પેટા નિયમો મંજુર થઇને આવ્યા હોય તે ફરીથી વાંચી સંભળાવી, મંજુર કરી લેવા અને ત્યાર પછી બીજા જે ગૃહસ્થોને એ સંસ્થામાં દાખલ થવું હોય તેમને દાખલ કરવાનો ઠરાવ કરવો અને પછી નીચે પ્રમાણેનું બીજું કામ કરવું.

બેન્કનો વહિવટ ચલાવવા માટે એક પ્રમુખ અને બીજા છ વ્યવસ્થાપક પંચના સભાસદો મળી સાત જણની એક કમિટિ નીમવી, તથા એક મેનેજરની નીમણુક કરવી. આ ઉપરાંત જુદાં જુદાં મહોલ્લામાં રહેનાર ઓછામાં ઓછા દશ માણસોની એક ડિસ્કાઉન્ટ કમિટિ, અગર શાખ નક્કી કરનારી કમિટિની તથા હિસાબ તપાસવા માટે ઓડીટરની નીમણુક કરવી. જરૂર જણાય તો ત્રણ જણાની એક સુપરવાઈઝીંગ કમિટિ નીમવાનો પણ રિવાજ છે.

આ બેન્ક ચાલુ વર્ષમાં શેરનું ભંડોળ તથા અનામત ભંડોળ (રિઝર્વ ફન્ડ)થી કેટલા ગણી રકમ સુધી નાણાં જમા રાખશે, તે પણ પહેલી સાધારણ સભામાં નક્કી કરવામાં આવે છે. વળી બેન્કનું કામ વધી ગયા પછી દરેક માણસનું બેન્કે કેટલું કેટલું

જોખમ ખેડેલું છે અને તે ડિસ્કાઉન્ટ કમિટિએ ઠરાવેલી હદમાં છે કે નહિ તેની તપાસ કરવા માટે એક "કમિટિ ઑફ રીસ્ક" એન્કે કેટલું જોખમ ખેડેલું છે, તેની તપાસ કરનારી કમિટિ, નીમવામાં આવે છે.

**વ્યવસ્થાપક પંચે કરવાનાં કામો.**

પહેલી સાધારણ સભાનું કામ પૂરૂં થયા પછી તેજ દિવસે અગર બીજા કોઇ અનુકૂળ દિવસે વ્યવસ્થાપક પંચ (Board of Directors) ની સભા બોલાવવામાં આવે છે.

આ સભાને નીચેનાં કામો કરવાના હોય છે:—

૧. નવા સભાસદોની શેર ખરીદ કરી સભાસદ થવા માટે આવેલી અરજીઓનો નીકાલ કરવાનું.

૨. બેન્કમાં બાંધી મુદ્દતની; ચાલુ ખાતાની તથા બચત ખાતાંની થાપણો લેવાના નિયમો ઘડવાનું તથા તે થાપણ પર આપવાનું વ્યાજ નક્કી કરવાનું.

૩. ચાલુ તથા બચત ખાતાની થાપણો ઢીલ વગર પાછી આપી શકાય તે માટે (fluid resources) રોકડ સિલક તથા જ્યારે જોઇએ ત્યારે નાણાં મળી શકે તેવી જામીનગીરી કેટલી રાખવી, તેનું ધોરણ નક્કી કરવાનું અને તે પ્રમાણે ફ્લુઇડ રીસોર્સીઝ વખતોવખત રાખવાની ગોઠવણ કરવાનું.

૪. સભાસદોએ નાણાં વ્યાજે લેવાની અરજી કરી હોય, તે અરજીનો ડિસ્કાઉન્ટ કમિટિના અભિપ્રાય ધ્યાનમાં લઇ નીકાલ કરવાનું.

૫. બેન્કના વહિવટથી વર્ષ દરમિઆન થએલા નફાતોટાનું પત્રક તૈયાર કરવાનું અને સરવાયું તૈયાર કરાવવાનું.

૬. બેન્કના વહિવટ ઉપર દેખરેખ રાખવાનું વગેરે વગેરે.

**ડિસ્કાઉન્ટ કમિટિ.**

ડિસ્કાઉન્ટ કમિટિની સભા પણ જરૂર જણાતાં તરતજ બોલવવી જોઇએ. આ કમિટિનું કામ, બેન્કના દરેક સભાસદની શાખ નક્કી કરવાનું, અને દરેક સાથે કેટલી રકમ સુધી ધીરધાર કરી હોય તો સહીસલામત છે, તે ઠરાવી આપવાનું છે. આ કમિટિ દરેક જણ પાસેથી કેટલી રકમના ચેક આગર હુંડી લઇ શકાય, તે પણ નક્કી કરી આપે છે, તેમજ દરેક જણને જામીન માટે કેટલી હદ સુધી ચલાવવો તે પણ નક્કી કરી આપે છે.

**સુપરવાઇઝીંગ કમિટિ.**

સુપરવાઇઝીંગ કમિટિ પણ કેટલીક બેન્કોમાં હોય છે. આ કમિટિનું કામ વ્યવસ્થાપક પંચના કામ પર દેખરેખ રાખવાનું છે. ગમે તે વખતે આવીને આ કમિટિના સભ્યો બેન્કના હિસાબના ચોપડા તપાસી શકે છે. ધીરધાર વ્યવસ્થાપક પંચની પરવાનગીથી કરવામાં આવી છે, કે નહિ તે તપાસે છે. કોઇપણ કાર્યમાં પેટા-નિયમનો ભંગ થયો છે, કે કેમ તે જુએ છે, અને વ્યવસ્થાપક પંચના સભ્યોને નાણાં વ્યાજે લેવા હોય, તો તેમની અરજીનો નીકાલ કરે છે.

**ઓડીટર.**

બેન્કના સભાસદોમાંથી નીમેલા ઓડીટર દર ત્રણ ત્રણ મહિને બેન્કના હિસાબ તપાસે છે. ધીરેલાં નાણાં માટે લેવામાં આવેલી જામીનગીરી તપાસે છે; તથા બેન્કની પાસેની સિલક તથા બીજી બેન્કોમાં ચાલુ ખાતે મૂકેલી રકમ તથા બેન્કની પોતાની માલીકીની જામીનગીરીઓ તપાસી જુએ છે.

વ્યવસ્થાપક પંચમાંથી એક, બે અગર ત્રણ જણાની એક સબ કમિટિ નીમવામાં આવે છે. આ ગૃહસ્થો પોત પોતામાં કામની વહેંચણી કરી લે છે. એક જણ રોકડ સિલક અને જામીનગીરીઓ તપાસે છે; બીજો હિસાબી કામ તપાસે છે. આ કમિટિના પ્રમુખ બીજા બન્ને જણા પાસેથી બધી ખબર મેળવે છે. આ ગૃહસ્થો બેન્કમાં બધો વખત હાજર રહે છે, અને બેન્કના કામકાજ પર બધી જાતની દેખરેખ રાખે છે. સભાસદોની નાણાં માટેની લાયકાત નક્કી કરે છે, અને બેન્કના નાણાંનો ઉપયોગ કરવાની ગોઠવણ કરે છે. આ કમિટિના સભાસદોને પગાર તથા નફામાંથી કમીશન મળે છે.

**રોજની કમિટિ.**

આ જાતની બેન્કોનું બંધારણ એવું રાખવામાં આવે છે, કે ધનાઢય અને ગરીબ, વધારે શેર ધરાવનાર અગર ઓછા શેર ધરાવનાર બધા વહિવટમાં સરખો લાભ લઇ શકે છે. જોઇન્ટ સ્ટોક કંપનિઓમાં આવી ગોઠવણ હોતી નથી. જોઇન્ટ સ્ટોક કંપનિઓમાં મેનેજીંગ એજન્ટોએ પોતાની મદદ માટે નીમેલા ડિરેકટરોજ બધો વહિવટ ચલાવે છે, અને ભાગીદારો ભાગ્યેજ વહિવટમાં રસ લે છે. કો-ઓપરેટીવ સંસ્થાઓ માટે શેર હોલ્ડરોના "ઓર્ડીનરી" 'પ્રીફર્ડ' "ડીફર્ડ" એવા એવા વિભાગ હોતા નથી. જો બધા સભાસદોને સમાન હક આપવામાં આવે નહિ, અને જો બેન્કનું કામકાજ તેઓને માટે ખુલ્લું રાખવામાં આવે નહિ, તો સ્થાનિક જ્ઞાનનો લાભ લઇ શકાય નહિ, અને તેથી તેઓને બેન્કની ફત્તેહ તરફ ધ્યાન રહે નહિ. આવી સંસ્થાઓમાં વાર્ષિક સભામાં બધા સભાસદોએ હાજર રહેવું જોઇએ, અને ત્યારપછી બીજી વાર્ષિક સભા મળે ત્યાંસુધીમાં બેન્કના વહિવટ સંબંધે ખબર અને બાતમી રાખ્યા કરવી જોઇએ. જેમ જેમ આ બેન્કોનું કામ

**બધા સભાસદોએ બેન્કના કાર્યમાં રસ લેવાની જરૂર.**

વધતું જશે, તેમ તેમ બધા સભાસદોથી વહિવટ પર દેખરેખ રાખી શકાશે નહિ; તેમ છતાં પણ જેટલા પ્રમાણમાં સભાસદોની દેખરેખ રહેશે, તેટલા પ્રમાણમાં બેન્ક લાંબું આયુષ્ય ભોગવશે. જ્યાં જ્યાં સભાસદોએ બેન્ક પરત્વે ઉત્સાહ ધરાવવાની વૃત્તિ કમી કરી છે, ત્યાં ત્યાં બેન્ક પડી ભાંગી છે.

કામ વધ્યા પછી કેટલાક કામો જુદી જુદી કમિટિઓને સોંપવાની જરૂર પડશે, અને જ્યાંસુધી આ કમિટિઓના સભ્યો રસ લઈ બેન્કના કામમાં ધ્યાન આપશે, ત્યાંસુધી તો બેન્ક જરૂર ખીલતી જશે. કમિટિઓને કામ સોંપવાની આવશ્યકતા છે, પણ તેમની નીમણુક બધા સભાસદોના મત પ્રમાણે થવી જોઇએ, ને તે એવી રીતે કે બધી જાતના સભાસદો તરફથી પ્રતિનિધિ આવી શકે.

**કમિટિઓની નીમણુક ડેમોક્રેટીક ધોરણ પર.**

બધા સભાસદોનો બેન્ક પરત્વેનો ઉત્સાહ ચાલુ રાખવા માટે બેન્કના કામકાજની જેમ બને તેમ વધારે સભાસદોમાં જાહેરાત થવી જોઇએ. બેન્કમાં શું શું કામકાજ થાય છે, તેની ખબર સ્હેલાઈથી મળી શકે, તેવી સવડ રાખવી જોઇએ. બેન્કના હિસાબ રજુ કરવાની પદ્ધતિ એવી હોવી જોઇએ, કે તેમાં દરેક સભાસદને રસ પડે. હિસાબ બહાર પાડવાની પદ્ધતિથી સભાસદોનો બેન્ક માટે વિશ્વાસ વધે છે, એટલુંજ નહિ પણ બેન્કની બહારના માણસોને પણ બેન્કની સ્થિતિ સમજાય છે; અને બેન્કને પોતાના કામકાજ સારૂ જોઇતાં નાણાં મેળવવા માટે જનસમાજ પર સારી અસર ઉત્પન્ન કરવી એ આવશ્યક છે. બેન્કનું કામ જેમ બને તેમ વધારે ભંડોળ એકઠું કરવાનું છે, અને તેથી આવું પરિણામ લાવવા માટે દરેક ઉપાય અજમાવવો ઇષ્ટ છે. ઘણી બેન્કો પોતાના હિસાબનું

**બેન્કની સ્થિતિ તથા બેન્કના હિસાબની જાહેરાત.**

સરવાયું રોજ બારણા પર લટકાવવાથી જાહેર પ્રજાનો વિશ્વાસ મેળવી શકી છે. આ બાબતમાં વધારે પડતી જાહેરાત ભાગ્યેજ થાય છે. જેટલી જાહેરાત આપીએ તેટલી ઓછી છે; પણ જાહેરાત કરવામાં એટલું ધ્યાનમાં રાખવાનું છે, કે દરેક સભાસદના ખાતાની બાકી અગર તેને ધીરેલી તથા ધીરવાની રકમ વિષેની માહિતી ખાનગી રહેવી જોઇએ. બેન્કની સલામતી માટે બીજી જે વાત જરૂરની છે, તે દેખરેખ તથા તપાસણીની છે. બેન્કની ફત્તેહનો આધાર દેખરેખ પર છે. બેન્કના હિસાબ તપાસાવા જોઇએ; એટલુંજ નહિ પણ દરેકે દરેક રકમો ઝીણવટથી તપાસવી જોઇએ, અને જે કાંઇ કરવામાં આવ્યું છે, તે પદ્ધતિપૂર્વક તપાસવું જોઇએ. જે બેન્કો સાવચેતીથી કામ કરવા માગતી હોય તે બેન્કોના હિસાબ બે ત્રણ હાથે તપાસવા જોઇએ. એકતો હિસાબ તપાસવા માટે નીમાએલા તપાસણી અધિકારીઓ, બીજા સરકારના નીમેલા ઓડીટર, અને ત્રીજા જુદી જુદી બેન્કોએ મળીને સ્થાપેલા યુનિઅનના નીમેલા સુપરવાઇઝર એવી રીતે ત્રણ જણાએ હિસાબ તપાસવો જોઇએ. આ અધિકારીઓનું તપાસણીનું પરિણામ સભાસદો આગળ જાહેર કરવું જોઇએ.

બેન્કની સલામતી માટે બીજી જરૂરની વાત સભાસદોની પસંદગી છે. દરેક અનુભવી માણસ કબુલ કરશે, કે બેન્કની ફત્તેહ કે બેન્કની ખુવારીનો આધાર કેવા પ્રકારના માણસોને દાખલ કરવામાં આવે છે, તેના પર રહેલો છે. આ બેન્કોની સલામતી તેના સભાસદો નીતિવાન છે, કે નહિ તેના ઉપર આધાર રાખે છે. જેટલા પ્રમાણમાં સભાસદોનું પ્રમાણિકપણું તેટલા પ્રમાણમાં બેન્કની સફળતા. આ બેન્કોએ નગારૂં વગાડીને અગર ઢંઢેરો પીટાવીને દરેક જણને સભાસદ થવાને નોતરવાના નથી; પણ સભાસદ થવા માટે આવેલી અરજીઓની બરાબર તપાસ કરવી ઇષ્ટ છે. સભાસદ

**સભાસદોની પસંદગી.**

બનાવ્યા પહેલાં સંભાળપૂર્વક પસંદગી કરવી અને સભાસદ થયા પછી તેના પર યોગ્ય દેખરેખ રાખવી, જેથી કરીને બેન્કના સભાસદ તરીકે ચાલુ રહેવાને જે લાયક ન હોય, તેને દૂર કરી શકાય; અથવા સભાસદમાંથી ખસેડી શકાય. દરેક સભાસદ બેન્કમાંથી નાણાં વ્યાજે લેવાને યોગ્ય છે. તેમજ તે બેન્કના વહિવટમાં પણ ભાગ લઈ શકે છે, તેથી સભાસદની પસંદગી કરતાં પહેલાં પાકો વિચાર અને પૂરતી બાતમી મેળવવાની જરૂર છે. જેટલી કાળજી સભાસદો દાખલ કરવામાં રાખવાની છે: તેટલીજ કાળજી, શેરો, એક નામ પરથી સભાસદ ન હોય, તે માણસના નામ પર ચઢાવતી વખતે રાખવાની છે, નહિ તો સભાસદોની પસંદગી કર્યાનું ફળ મળી શકે નહિ અને નહિ ઇચ્છવા યોગ્ય માણસો બેન્કના સભાસદ તરીકે ઘુસી જાય.

**કમિટિઓની નીમણુકમાં બધા સભાસદોએ રસ લેવો જોઇએ.**

સભાસદોની પસંદગી થયા પછી તેઓએ બેન્કનો વહિવટ કેમ ચલાવવો તે નક્કી કરવાનું છે. જેમ બેન્કનું કામ વધતું જશે તેમ તેઓ બધા મળીને બેન્કનો વહિવટ ચલાવી શકે નહિ, તેથી દેખરેખ રાખવાનું અને વહિવટ કરવાનું કામ નાના મંડળોને (કમિટિઓને) સોંપવું પડશે. છતાંપણ વહિવટનું ધોરણ નક્કી કરવાનું કામ સભાસદોની સાધારણ સભામાં આવવું જોઇએ. વાર્ષિક સાધારણ સભામાં સભાસદો ઓછો રસ લે, થોડા માણસોજ વાર્ષિક સભામાં હાજર રહે, અને મોટો ભાગ ગેરહાજર રહે તો દેખીતી રીતે બેન્ક સહાયકારિતાના સીદ્ધાંતાનુસાર કામ કરતી નથી એમ કહેવાય, અને તેવી બેન્કનું કામ સંગીન પાયા પર ખીલી શકે નહિ.

ઉપર જે જે કમિટિઓની નીમણુક કરવાનું જણાવ્યું છે, તે વિષે થોડી હકીકત હવે રજુ કરીશું.

કારોબારી અમલદારો (Executive Officers)નું કામ બેન્કનો વહિવટ, રોજ ચલાવવાનું; નાણાંની આપ લે પર દેખરેખ રાખવાનું; સિલક તથા જામીનગીરીઓ તપાસવાનું તથા પોતાના કબજામાં રાખવાનું છે. શરૂઆતમાં આ કમિટિ કદાચ બધો વખત હાજર ન રહે; કદાચ થોડા થોડા દિવસને અંતરે તપાસ રાખે પણ જેમ જેમ કામ વધતું જાય તેમ તેમ રોજ હાજર રહેવાની જરૂર પડશે. આ કમિટિ ઘણી નાની હોવી જોઇએ. આ કમિટિને થોડીજ સત્તા મળવી જોઇએ. વ્યવસ્થાપક પંચે ઠરાવેલી હદમાં રહીને તેણે વ્યવસ્થાસર કામ કરવાનું છે. આ કમિટિના સભાસદો "બેન્કીંગ બીઝનેસ"થી વાકેફગાર તથા તે કામમાં કુશળ હોય તે ઘણું જરૂરનું છે.

**કારોબારી અમલદારો.**

વ્યવસ્થાપક પંચ. (Administrative body) આ કમિટિએ બેન્ક ચલાવવાના નિયમો નક્કી કરવા તથા જે જે સિદ્ધાંત વિષેના સવાલો તેઓ આગળ રજુ થાય તેના પર વિચાર કરી તેનો નીકાલ કરવો અને બેન્કના વહિવટ સંબંધે સૂચના અને સલાહ આપવી. કારભાર ચલાવનાર અમલદારો જે જે બાબતો પર તેમની મંજુરી મેળવવા કામ રજુ કરે તે પર વિચાર કરી ઠરાવ કરવો.

**વ્યવસ્થાપક પંચ.**

ડિસ્કાઉન્ટ કમિટિ. નાણાંની ધીરધાર કરવાની દરેક સભાસદ માટે હદ નક્કી કરી કરવા એક ડિસ્કાઉન્ટ કમિટિ નીમવામાં આવે છે. આ કમિટિ ખાનગી રીતે દરેક સભાસદની શાખ નક્કી કરશે અને પોતે કરેલી તપાસનું પરિણામ એક નોંધની ચોપડીમાં રાખશે. આ ચોપડી ફક્ત બેન્કનો વહિવટ કરનાર અમલદારોને સોંપવામાં આવશે અને બીજા બધાથી આ ખાનગી રાખવામાં આવશે.

**ડિસ્કાઉન્ટ કમિટિ.**

આ પ્રમાણે જે શાખ બતાવનારૂં લીસ્ટ તૈયાર કરવામાં આવ્યું હોય, તેમાં વખતોવખત ફેરફાર કરવો જોઇએ. આ ઉપરાંત દરેક સભાસદે બેન્ક સાથે કરેલા વહિવટની નોંધ રખાવી જોઇએ. આ ચોપડીમાં દરેક સભાસદ માટે એક પાનું રાખવામાં આવે છે, અને તેમાં તે સભાસદોએ બેન્ક સાથે કરેલા વહિવટની બધી હકીકત લખવામાં આવે છે.

આ ઉપરાંત જે જે માણસો બેન્કમાં કોઇ સભાસદ માટે જામીન થયા હોય તે વિષેની માહિતી પણ એક જુદી ચોપડીમાં રાખવામાં આવે છે. આ કામ કરવા માટે કેટલેક ઠેકાણે એક જુદી કમિટિ હોય છે, તેને "બેન્કના સભાસદોનું કેટલું કેટલું જોખમ લીધેલું છે તે તપાસનારી કમિટિ, 'કમિટિ ઓફ રીસ્ક' કહેવામાં આવે છે."

**કમિટિ ઓફ રીસ્ક.**

જુદી જુદી કમિટિના સભાસદોને બેન્કમાંથી નાણાં ધીરી શકાય કે નહિ એ ઘણો અગત્યનો સવાલ છે. કમિટિના સભ્યો બેન્કના સભાસદોમાંથી સારા માણસો હોવા જોઇએ. જો તેમ ન હોય તો કમિટિમાં તેઓ ચુંટાય નહિ, તેથી તેઓને બેન્કમાંથી નાણાં મળવા જોઇએ; પણ બીજી એક વાત વિચારવા જેવી છે, તે એ છે કે આ ગૃહસ્થો એક બીજાની પીઠ થાબડવાનો વિચાર કરે તો માહોમાંહે મોટી રકમો ઉપાડી બેન્કને નુકસાનમાં નાખે. જ્યાં જ્યાં કો-ઓપરેટીવ બેન્કોને નુકસાન થયું છે, ત્યાં ત્યાં કમિટિના સભ્યોએ મોટી રકમો ઉપાડવાથી થયું છે, તેથી કેટલાકનું માનવું એવું છે કે તેમને બેન્કમાંથી નાણાં લેવા દેવાં નહિ; અગર નાણાં લેવા હોય તો તેમને કમિટિમાં નીમવા નહિ. આ વાત પસંદ કરવા જેવી લાગતી નથી; કારણ કે તેમ કરવાથી સારા

**કમિટિના સભાસદોને નાણાં ધીરવાં કે નહિ.**

માણસોને કમિટિમાંથી દૂર કરવામાં આવે છે. આ મુશ્કેલીમાંથી બચવાનો ઉપાય એ છે, કે કમિટિના સભ્યો માટે એક જુદી કમિટિ રાખવી, અને આ કમિટિનું કામ ફક્ત કમિટિના સભાસદો સાથે કેટલે સુધી ધીરધાર કરવી તે નક્કી કરવાનું રહેશે.

આ કામ કરવા માટે (સુપરવાઇઝીંગ કમિટિ) દેખરેખ રાખનારી કમિટિ કેટલીક બેન્કોમાં નીમવાનો રિવાજ છે. આ કમિટિને વ્યવસ્થાપક કમિટિના કામ પર દેખરેખ રાખવાનું અને વ્યવસ્થાપક કમિટિના સભાસદોને નાણાં વ્યાજે જોઇતા હોય તો તે મંજુર કરવાનું કામ કરવાનું હોય છે. આ કમિટિના સભ્યો ગમે તે વખતે આવી બેન્કના હિસાબ તપાસી શકે છે, બેન્કના વહિવટમાં પેટા નિયમનો ભંગ થયો છે કે કેમ તે તપાસવાનું કામ પણ તેમનું છે.

**સુપરવાઇઝીંગ કમિટિનું કામ.**

---

## પ્રકરણ ૩જું.

---

### કો-ઑપરેટીવ બેન્કો માટે મુડી તથા થાપણો.

બેન્કનો ધંધો મુખ્યત્વે કરીને નાણાં વ્યાજે લેવાનો તથા આપવાનો છે—ઓછે વ્યાજે નાણાં જમા રાખી વધારે વ્યાજે ધીરવાથી બેન્કને નફો થાય છે. આ પ્રકરણમાં બેન્કનું કામકાજ ચલાવવા માટે કેવી કેવી રીતે નાણાં મેળવવામાં આવે છે તે વિષેની સમજુતી આપવાની છે. જે જે રીતે નાણાં મેળવવામાં આવે છે તે દરેક

**બેન્કનો મુખ્ય ધંધો.**

જાતનાં નાણાંનો બેન્કે કેવી રીતે વહિવટ કરવો જોઇએ તે સમજવું ઘણું અગત્યનું છે; કારણ કે તે બાબતની બરાબર સમજણ મેળવી હોય તોજ બેન્ક ફત્તેહમંદીથી ચલાવી શકાય છે, અને બેન્કના વહિવટ માટે લોકોને વિશ્વાસ ઉત્પન્ન થાય છે.

**શેરનું ભંડોળ તથા તેની અગત્યતા**

બેન્ક ચલાવવામાં સૌથી વધારે અગત્ય બેન્કની પોતાની મુડી અગર શેરનું ભંડોળ છે. જેમ શેરનું ભંડોળ મોટું તેમ બેન્ક વધારે સદ્ધર ગણાય. જેમ મુડી ઓછી તેમ લોકોને બેન્ક પર વિશ્વાસ ઓછો ઉત્પન્ન થાય. જે બેન્ક પાસે પોતાની માલિકીનાં નાણાંની રકમ ઓછી હોય તે બેન્ક મોટું નુકસાન આવતાં બેસી જાય અને તેવી બેન્ક જલદી બંધ કરવાનો વખત આવે. મુશ્કેલીના વખતમાં શેરનું ભંડોળ બેન્કને ખરી મદદ આપી શકે છે. થાપણો ઉપાડી જવાનો સંભવ છે. બેન્કનું પોતાનું શેરનું ભંડોળ ઉપડી જતું નથી. ફક્ત બેન્ક બંધ પાડવી હોય એટલે તેને ફડચામાં (લીકવીડેશનમાં) મોકલવી હોય, ત્યારે શેરનું ભંડોળ ભાગીદારો માગી શકે છે; નહિ તો તે રકમ કોઇથી માંગી શકાતી નથી. આ કારણથી શેરનું ભંડોળ સૌથી અગત્યનું છે.

**શેરનું ભંડોળ વધારવામાં કો-ઑપરેટીવ બેન્કોને પડતી મુશ્કેલીઓ.**

બેન્કો ચલાવવામાં શેરનું ભંડોળ ઘણું અગત્યનું છે એ વાત દેખીતીજ છે; પણ કો-ઑપરેટીવ બેન્કોને શેરનું ભંડોળ વધારવામાં ઘણી અડચણો છે. પહેલાં તો આ બેન્કો ખાસ કરીને ગરીબ અને સાધારણ સ્થિતિના માણસો માટે યોજવામાં આવેલી હોય છે. એટલે તેવા માણસો આવી સંસ્થાઓનો લાભ લઇ શકે તે માટે શેરની રકમ જેમ બને તેમ નાની રાખવામાં આવે છે. રૂ. ૧૦), રૂ.

૨૦) અગર રૂા. ૨૫)ની કિંમતનાજ શેર રાખવામાં આવે છે. કેટલીક વખત મોટી રકમના શેર રાખી કકડે કકડે રૂપીઆ લઇ બેન્કના સભાસદો બચાવતાં શીખે તેવી વ્યવસ્થા રાખવામાં આવે છે, અને તે કારણથી શેરની રકમ મોટી રાખવામાં આવે છે; પણ આવી રીતે જવાબદારી લટકતી રાખવાની પદ્ધતિ અનુભવીઓને પસંદ નથી—સભાસદને નવા શેર આપી શકાય છે, એટલે માથા ઉપર જવાબદારી હોય તેવી જાતના શેરોની ઘણા લોકો તરફેણમાં નથી, તેથી નાની રકમના શેરો કાઢી જેમ બને તેમ જલદીથી વસુલ લેવાં એ ઇષ્ટ છે.

બીજી અડચણ એ છે, કે થોડા મુડીવાળાને બેન્કમાં ઘણી મોટી રકમના શેર આપી શકાતા નથી. એક સભાસદ રૂા. ૩,૦૦૦) કરતાં વધારે રકમના શેર ધારણ કરી શકતો નથી. આ નિયમ રાખવો સહકારી સિદ્ધાંત માટે યોગ્યજ છે. જો તેમ ન થાય તો આ સંસ્થાઓમાં પણ મુડીવાદ દાખલ થાય અને જે લોકોના લાભ માટે આ હિલચાલ ઉપાડી લેવામાં આવી છે, તેમને પૂરતો લાભ મળી શકે નહિ—પણ એટલું તો નક્કીજ કે આ નિયમને લઇને બેન્કના સદ્ધરપણા માટે મોટી મુડી હોવાની જરૂર છે તે જરૂર પૂરી પાડવામાં મુશ્કેલી પડે છે.

તે ઉપરાંત કો-ઑપરેટીવ બેન્કોના શેરો પર મોટો નફો મળી શકતો નથી. શેર પર પણ બજારનું સાધારણ વ્યાજજ મળી શકે છે. જેમ જેમ બેન્ક વધારે ને વધારે કમાતી જાય છે, તેમ તેમ શેર હોલ્ડરોને વધારે ને વધારે વ્યાજ મળી શકતું નથી, અને તેથી આ સંસ્થાના શેરો લોકો છૂટથી લેતા નથી. આ શેરોના ભાવો પણ વધી શકતાં નથી; કારણ કે જો બધા શેરો ખપી ગયા હોય છે, તો ભંડોળ વધારીને નવા સભાસદો

દાખલ કરવા પડે છે. આ સંસ્થામાં દાખલ કરવા માટે બારણાં બંધ કરી શકાતાં નથી; અગર જેઓ પહેલાં દાખલ થયા હોય છે, તેઓથી બીજાને દાખલ કરવા માટે શેરો પર પ્રીમિઅમ લઇ શકાતું નથી. આ બધા કારણોને લઇને શેરનું ભંડોળ જોઇએ તે પ્રમાણે વધી શકતું નથી.

**શેરનું ભંડોળ મોટું હોવાની જરૂર તથા તે વધારવાના ઉપાયો.**

તેમ છતાં પણ શેરનું ભંડોળ મોટું હોવું એ ઘણું જરૂરનું છે. સહકારી કાયદા પ્રમાણે જેટલું શેરોનું ભંડોળ તથા રિઝર્વ ફન્ડ (નફામાંથી બચાવીને ઉંચું મકેલું ભંડોળ) એ બન્ને રકમ એકઠી કરીને જે રકમ થાય તેના આઠ ગણા કરતાં વધારે રકમની થાપણો તથા કરજ લઈ શકાતાં નથી, માટે બેન્કનું કામ ખીલવવા માટે શેરનું ભંડોળ વધારવું એ જરૂરનું છે.

શેરનું ભંડોળ વધારવા માટે નીચેના નિયમો ઉપયોગી માલમ પડે છે:—

આ બેન્કો ફક્ત પોતાના સભાસદોનેજ નાણાં ધીરી શકે છે. બેન્કનો એક શેર ખરીદ કરનાર તથા દાખલ ફ્રી આપનાર માણસની અરજી વ્યવસ્થાપક મંડળ મંજુર કરે એટલે તે સભાસદને નાણાં વ્યાજે મળી શકે છે, તેથી એક કરતાં વધારે શેર લેવાની ઘણાં થોડાંને ઇચ્છા થાય; પણ આ બાબતમાં તેઓને થોડીક ફરજ પાડવાની જરૂર છે. કેટલાક લોકોને આ ફરજ પાડવાનું તત્ત્વ પસંદ નહિ પડે પણ જનસ્વભાવ જેવો છે, તેવોને તેવોજ જ્યાંસુધી રહે—જ્યાંસુધી બીજાના હિતના કરતાં પોતાનું હિત દરેક માણસને વધારે ને વધારે ખેંચી રહ્યું છે,— ત્યાંસુધી જે જે માણસો બેન્કમાંથી પોતાનો લાભ લેવા આવે

તેઓને પોતાનો લાભ લેતી વખતે સામાન્ય ભંડોળની ઝોળીમાં થોડી દક્ષિણા મૂકવાની બદલે થાપણ જમા મૂકવાની ફરજ પાડવામાં આવે તો એમાં શું ખોટું છે? અને જ્યાંસુધી સહકારીતાના સિદ્ધાંતોને અનુસરીને ચાલવાનું લોકો શીખ્યા નથી ત્યાંસુધી માતા જેમ પોતાના બાળકને જોર જુલમથી દૂધ પાય છે, તેમ આ સંસ્થાના નેતાઓ સામાન્ય ભંડોળની ઝોળીમાં થોડી રકમ જમા મૂકવાની ફરજ પાડે એ લાભદાયક અને જરૂરનું છે. આથી કરીને એવો નિયમ રાખવામાં આવે છે, કે **દરેક નાણાં લેનાર આસામીએ પોતે જેટલી રકમના શેર લીધા હશે, તેનાથી વીસ ગણી રકમ સુધી પહેલે વર્ષે ધીરી શકાશે,** અને જ્યારે તે માણસ લીધેલી લોન મુદતસર ભરી બીજી વખત લોન લેવા આવે ત્યારે પણ ફરીથી આગળ લીધા હોય તેટલીજ રકમના શેર લેવા પડશે, એટલે બીજી વખત નાણાં વ્યાજે લેનારને પોતે લીધેલા શેરની દશ ગણી રકમ કરતાં વધારે રકમ ધીરવામા આવતી નથી; અને ત્યારપછી જ્યારે જ્યારે ફરીથી નાણાં વ્યાજે લેવાને માણસ આવે છે, ત્યારે તેણે ઓછામાં ઓછો એક શેર અગર જેટલી રકમ મંજુર કરવામાં આવે તેના ચાળીસમા ભાગના, એ બેમાંથી વધારે રકમ થાય તે રકમના શેર દરેક વખત ખરીદવા પડે છે.

આ યોજનાથી બેન્કમાંથી નાણાંની મદદ લેનાર સભાસદો બેન્કની મુડીમાં ઉત્તરોત્તર વધારો કરવામાં પોતા તરફથી ફાળો આપ્યા જાય છે, અને તેમ કરતાં પોતે પણ પોતાના વેપારમાંથી થોડી થોડી રકમ ઉંચી મૂકતા જાય છે.

નાણાં વ્યાજે લેનાર સભાસદો બેન્કનું શેરનું ભંડોળ વધારવામાં મદદ કરે છે; એટલુંજ નહિ પણ થાપણ મૂકનાર

સભાસદો પણ શેરનું ભંડોળ વધારવામાં મદદ કરે એવી યોજના રાખવામાં આવે છે. બારમાસની થાપણ મૂકનાર સભાસદોને નફામાંથી બોનસ આપવાનો રિવાજ છે. આ બોનસ આપવામાં એવી ગોઠવણ રાખવામાં આવે છે, કે થાપણ મૂકનાર સભાસદ પાસે જેટલી રકમના શેર હોય તેનાથી દશ ગણી કિંમત સુધીની થાપણ પરજ તેને બોનસ મળી શકે. દશ ગણી કરતાં વધારે રકમ જમા હોય તો વધારાની રકમ પર બોનસ મળે નહિ.

આ ઉપરાંત બીજી એવી ગોઠવણ રાખવામાં આવે છે, કે સભાસદ પાસે જેટલી રકમના શેર હોય તેનાથી દશ ગણી રકમ સુધીની બાર માસની બાંધી મુદતની થાપણ ખાસ અડધા ટકાના વધારે દરથી વ્યાજે રાખવામાં આવે છે.

આ રીત ગ્રહણ કર્યાથી બેંકના કામકાજના પ્રમાણમાં શેરનું ભંડોળ વધતું જાય છે, અને આ જાતની બેંકો ધીરે ધીરે પણ સંગીનપણે ખીલતી જાય છે.

**થાપણોની જરૂરિઆત.**

બેન્કોનો વહિવટ નફાકારક રીતે ચલાવવામાં શેરનું ભંડોળ મેળવ્યા પછી થાપણોની પણ ઘણી અગત્ય છે. જેટલા પ્રમાણમાં બેન્કને વધારે થાપણ મળી શકે તેટલા પ્રમાણમાં બેન્ક નફાનો વધારે ગાળો મેળવી શકે, અને આ વધારાનો નફો "Cheap Banking Service" કિફાયતથી શરાફી કામ કરવામાં સભાસદોને ઉપયોગી થઇ શકે. સહાયકારી સંસ્થાઓનો આશય પોતાના સભાસદોનું કામ જેમ બને તેમ ફાયદેથી કરી આપવાનો છે, અને બેન્ક સારી રકમની થાપણો મેળવી ન શકે તો સભાસદોનું કામ ફાયદા પડતી રીતે થાય નહિ.

થાપણો મેળવવા માટે બેન્કે પોતાના વહિવટ સંબંધમાં પ્રજામાં વિશ્વાસ ઉત્પન્ન કરવાની ઘણી જરૂર છે. બેન્કનો વહિવટ કરનાર ડિરેકટરો અને બેન્કના કામકાજ પર રોજ ધ્યાન આપનારી કમિટિના સભાસદો પ્રજામાં જાણીતા અને બેન્કીંગ કામકાજમાં કુશળતા માટે ખ્યાતિ ધરાવતા હશે, તો થાપણો મેળવવામાં જરાપણ મુશ્કેલી પડશે નહિ.

**થાપણો મેળવવા માટે કુશળ કાર્યવાહકોની જરૂર.**

આ ઉપરાંત બેન્કના કામકાજથી પ્રજાને જેમ બને તેમ વધારે માહિતી આપવાથી પણ પ્રજાનો સંસ્થા પ્રત્યે વિશ્વાસ ઉત્પન્ન થાય છે. આ બાબતમાં જેટલી જાહેરાત થઇ શકે તેટલી ઓછી છે. ઇટાલીમાં ઘણી બેન્કો પોતાના દરરોજના સરવાયા બારણે લટકાવવાથી પ્રજાનો વિશ્વાસ મેળવીને પોતાના કામમાં સારો વધારો કરી શકી છે, અને બેન્કનું કામ ખીલવવા ઇચ્છનાર બધા કાર્યવાહકોને આ રીતિ ગ્રહણ, કરવાની ભલામણ કરવી યોગ્ય છે.

**બેન્કના કામકાજની ઘટતી જાહેરાત.**

થાપણો ત્રણ પ્રકારની હોય છે. બાંધી મુદતની થાપણ, બચત ખાતાની થાપણ (સેવિંગ બેન્કની થાપણ) અને ચાલુ ખાતાની થાપણ, આ ત્રણે જાતની થાપણો વિષે અને તેનો વહિવટ કેમ કરવો તે વિષે થોડી સમજુતી આપીશું.

**થાપણોના ત્રણ પ્રકાર.**

**બાંધી મુદતની થાપણ**:—આ થાપણો રૂા. ૧૦૦) અગર તેથી વધારે રકમ માટે લેવામાં આવે છે. કેટલીક નાની સંસ્થાઓમાં રૂા. ૨૫) અગર રૂા. ૫૦) સુધીની હદ પણ રાખી શકાય. આ ખાતામાં નાની રકમો લેવાથી હિસાબ રાખવામાં

વધારે ખર્ચ થાય, તેથી નાની રકમો બચત ખાતામાં લેવી વધારે ઇષ્ટ છે. જોઇન્ટ સ્ટોક બેન્કો રૂા. ૫૦૦)થી નાની રકમો આ ખાતામાં સ્વીકારતી નથી, તે જોતાં રૂા. ૧૦૦) સુધીની ઓછામાં ઓછી રકમો સ્વીકારવાનું આ બેન્કોએ રાખ્યું છે, તે સભાસદોને લાભદાયક છે.

શેરના ભંડોળ પછી બેન્કને પોતાના કામમાં મદદ કરનાર બાંધી મુદતની થાપણો છે. સેવિંગ તથા ચાલુ ખાતાની થાપણો ગમે ત્યારે ઉપડી જવાનો સંભવ છે, અને તે થાપણો માટે પૂરતા "ફ્લુઇડ રીસોર્સીઝ" એટલે થાપણદારો નાણાં ઉપાડવા આવે તેમને પહોંચી વળવા માટે, રોકડ તથા તરત વટાવી શકાય તેવી જામીનગીરી રાખવાની, બેન્કનો વહિવટ કરનારાઓની ફરજ છે. બાંધી મુદતની થાપણનાં નાણાં મુદત પાકે ત્યારેજ પાછા આપવાના હોય છે, એટલે જ્યાંસુધી મુદત પાકે નહિ ત્યાંસુધીને માટે બેન્કના કાર્યવાહકોને તે રકમો સંબંધે નિરાંત રહે છે. આ કારણથી આ જાતની થાપણો પર વ્યાજનો દર વધારે રાખવામાં આવે છે. બેન્કે ધીરધાર એવી રીતે રાખવી જોઇએ કે થાપણો પાકે તે વખત પર ધીરેલાં નાણાંની પણ મુદત થઇ રહે. અલબત, કેટલીક લોનોની મુદત થાય ત્યારે તેની મુદત વધારી આપવાની હોય છે, અગર નવેસરથી ફરી લોન ધીરવાની હોય છે. થાપણો પણ સારા વખતમાં ઘણુંખરૂં થાપણદારો ફેરવાવી લે છે, એટલે બીજી વધારે મુદત માટે બેન્કમાં જમા મૂકે છે. આવી રીતે થાપણો ફેરવાવી લેવાતી હોય ત્યાં ધીરેલી લોનને ફેરવી આપવાનું યોગ્ય લાગે તો ફેરવી આપવી; પણ જ્યારે થાપણો ઉંચકાઇ જતી હોય, તે વખતે ધીરેલાં નાણાં વસુલ લઇ લેવા પર પૂરતી કાળજી રખાવી જોઇએ, અને જો તેમ ન થાય તો બેન્ક મુશ્કેલીમાં આવી પડે. બેન્કનું કામ કરવું અને કાચના ઘરમાં રહેવું તે બરાબર

છે. જરાક પથરો વાગતાં કાચ ફુટી જાય છે, તેમ નાણાં આપવામાં ઢીલ થવાથી અગર બેન્ક માટે નુકસાની હોવાની અફવાઓ ફેલાવાથી બેન્કની આબરૂને ધોકો પહોંચે છે, અને થાપણદારોનું વલણ નાણાં ઉપાડવા પર થયા પછી બેન્ક ચલાવવી ઘણી મુશ્કેલ પડે છે.

**બાર માસની બંધીની થાપણ.**

આ થાપણો મોટે ભાગે બાર માસની બાંધી મુદતની લેવામાં આવે છે. બાર માસની બાંધી મુદતની થાપણો પર દર વરસે દર સેંકડે સાડાત્રણ ટકાથી સાડાપાંચ ટકા સુધી વ્યાજ આપવામાં આવે છે. કેટલીક બેન્કો સાડાત્રણથી સાડાચાર ટકા આપે છે. કેટલીક પાંચ ટકા આપે છે, અને કેટલીક સાડાપાંચ ટકા આપે છે. મોટી રકમો પર અડધો ટકો વધારે આપવામાં આવે છે.

**ટુંકી મુદતની થાપણ.**

નાણાંની તંગીના વખતમાં એટલે જ્યારે ખેતીનો પાક તૈયાર થયો હોય છે, અને વેપારીઓને તે ખરીદવામાં નાણાંની ઘણી જરૂર હોય છે, તે વખતમાં બે માસ અગર ત્રણ માસને માટે થાપણો લેવામાં આવે છે. આ વખતે નાણાંનો વ્યાજનો દર ભારી હોય છે, અને તેથી આ થાપણો પર વધારે વ્યાજ આપવામાં આવે છે. બે માસ કે ત્રણ માસને માટે થાપણો લેતી વખતે વધારે હોશિયારી રાખવાની જરૂર છે. આ કામ લેવા માટે બેન્કાંગના અનુભવી માણસની જરૂર છે. નાણાં બજારની સ્થિતિ પર નજર દોડાવીને આ જાતની થાપણો લેવાવી જોઇએ. કયા મહિનામાં આ જાતની થાપણ ઘરાક મૂકવા આવે છે; આગળ ઉપર નાણાં બજાર મજબુત થાય તેમ છે, કે નાણાં બજાર નરમ જાય તેમ છે; ઇમ્પીરીયલ બેન્કનો વ્યાજનો દર શો છે; આગળ ઉપર તે વધશે કે ઘટશે એ બધા સંજોગો ધ્યાનમાં લઇ,

ઇમ્પીરીયલ બેન્કના દર કરતાં એક, બે, કે ત્રણ ટકા ઓછા વ્યાજે થાપણો લેવાવી જોઇએ. વ્યાજનો દર ઘટવાનો હોય તો બેથી ત્રણ ટકા ફેર રાખી શકાય; વ્યાજનો દર વધવાનો હોય તો એકથી બે ટકા ફેર રાખી શકાય.

ઇમ્પીરીયલ બેન્કના વ્યાજનો દર શું છે, તે આ જગ્યાએ સમજાવવાની જરૂર છે. હિન્દુસ્તાન માટે ઇમ્પીરીયલ બેન્કના વ્યાજનો દર નાણાં બજાર માટે ધોરણરૂપે ગણાય છે. જેવી રીતે થર્મોમીટરમાં ગરમી વધારે ઓછી માલમ પડે છે, તેવી રીતે ઇમ્પીરીયલ બેન્કના વ્યાજનો દર તે નાણાં બજારનું થર્મોમીટર છે. ઇમ્પીરીયલ બેન્ક ખાસ કાયદા નીચે નોંધાએલી બેન્ક છે. આ બેન્કને "ઇન્ડીયન કમ્પનિઝ એકટ" લાગુ પડતો નથી, પણ "ઇમ્પીરીયલ બેન્ક એકટ" પ્રમાણે આ બેન્કે પોતાનો વહિવટ કરવાનો છે. હિન્દુસ્તાનના સરકારની ત્રિજોરીનો વહિવટ આ બેન્ક કરે છે. જ્યાં જ્યાં આ બેન્કની શાખા હોય છે, ત્યાં ત્યાં સરકારની વતી નાણાં આપવા તથા લેવાનું કામ આ બેન્ક કરે છે. બેન્ક આ કામ કરે છે તે બદલ સરકારની ફાજલ પુરાંત આ બેન્કમાં વગર વ્યાજે પડી રહે છે, તથા બેન્કને સરકારની ત્રિજોરીમાંથી ગમે તે ગામમાં રૂપીઆ જોઇતા હોય છે, તો મળી શકે છે. આ બેન્ક પોતાનું સરવાયું દર આઠ દિવસે બહાર પાડે છે. તે ઉપરથી બેન્કને દેવું છે; તેના પ્રમાણમાં બેન્ક પાસે રોકડ સિલક કેટલી છે તે જોઇ શકાય છે. જો રોકડ સિલક પ્રમાણમાં ઘટતી જાય છે, તો ઇમ્પીરીયલ બેન્ક પોતાનાં નાણાં ધીરવાનો વ્યાજનો દર વધારે છે, અને સિલકના પ્રમાણમાં વધારો થતો જાય છે, તો વ્યાજનો દર ઓછો કરે છે. બેન્ક જે વ્યાજનો દર ઠરાવે તે ફક્ત હિન્દુસ્તાનની સરકારની લોનની

ઇમ્પીરીયલ બેન્કના વ્યાજનો દર.

જામીનગીરી પર નાણાં ધીરવાનો દર હોય છે. તે વગરની બીજી જામીનગીરી પર બેન્ક નાણાં ધીરે છે; પણ ઉપલા વ્યાજના દરને આધારે અને વેપારીઓની નાણાંની માંગણી ધ્યાનમાં લઇને તથા દરેક વેપારીની આંટ ધ્યાનમાં લઇને વધતે ઓછે દરે નાણાં ધીરે છે.

આ પ્રમાણે ઇમ્પીરીયલ બેન્કનો નાણાં ધીરવાનો દર, તે હિન્દુસ્તાન માટેનો બેન્ક રેઇટ કહેવાય છે. દરેક દેશને માટે બેન્ક રેઇટ તે દેશની સરકારી બેન્ક પાસે નાણાંની સિલક વધે છે કે ઘટે છે તેના પર આધાર રાખે છે. ઇંગ્લાંડમાં "બેન્ક ઑફ ઇંગ્લાંડ" આ વ્યાજનો દર નક્કી કરે છે. ફ્રાન્સમાં "બેન્ક ઑફ ફ્રાન્સ" પોતાના દેશને માટેનો "બેન્ક રેઇટ" નક્કી કરે છે. નાણાં બજારની સ્થિતિ તપાસવા માટે હિન્દુસ્તાનમાં ઇમ્પીરીયલ બેન્કની પુરાંતના આંકડા પર નજર રાખવી જરૂરી છે, ને તે ઉપરથી બેન્ક રેઇટમાં વધારો થશે કે ઘટાડો થશે, તે સમજી શકાય છે. નાણાંની વધારે જરૂર હોય છે, ત્યારે કેટલીક વખત બેન્ક રેઇટ જેટલો વ્યાજનો દર આપીને પણ થાપણો લેવામાં આવે છે.

બાંધી મુદ્દતની થાપણોથી ઉતરતી થાપણો બચત ખાતાની થાપણો એટલે સેવિંગ બેન્કોમાં જમા થતાં નાણાં ગણાય છે.

**સેવિંગ બેન્કની થાપણો.**

સેવિંગ બેન્કની થાપણો ઘણા માણસો પાસેથી નાની નાની રકમો જમા લઇ એકઠી કરવામાં આવે છે, તેથી તે સામટી ઉપડી જવાની ઓછી ધાસ્તી રહે છે. કેટલાક ઘરાકોને નાણાં ઉપાડવા હોય છે, ત્યારે કેટલાકને જમા મૂકવાના હોય છે, એટલે ઘણુંખરૂં અમુક થાપણો કાયમને માટે જમા પડી રહે છે. આ થાપણો પર વ્યાજનો દર ચાર ટકાનો હોય છે, એટલે આ ખાતાની રકમ પર બેન્કને નફાનો સારો ગાળો મળે છે, તેથી આ જાતની થાપણો જેટલી વધારી શકાય તેટલું બેન્કને લાભદાયક છે.

બેન્કના વહિવટને માટે નાણાં મેળવવામાં ખાસ અગત્યની બાબત એ છે, કે જમા મૂકેલાં નાણાંની સહીસલામતી કેટલી છે?

**નાણાંની સલામતી માટે ખાત્રી.**

જમા મૂકેલાં નાણાં ગુમાવવાનો પ્રસંગ નહિ આવે તેની ખાત્રી છે કે નહિ? અને જ્યારે જ્યારે નાણાં પાછા માગવામાં આવશે, ત્યારે ત્યારે તે પાછા આપવા માટે શી વ્યવસ્થા રાખી છે? આ બધા સવાલોનો સંતોષકારક રીતે જવાબ આપી શકાય તો જોઇતા નાણાં મેળવવાનું મુશ્કેલ પડશે નહિ. બચત ખાતામાં જે નાણાં આવે છે, તે ગરીબ અને સાધારણ સ્થિતિના માણસોએ કકડે કકડે કરીને એકઠા કર્યા હોય છે, અને આ નાણાં સચવાઇ રહે અને જોખમમાં ન જાય એ જોવું ખાસ જરૂરનું છે.

સહકારી બેન્કોનો મુખ્ય આશય સભાસદોને કરકસર કરતાં શીખવવાનો છે. સાધારણ સ્થિતિના માણસોએ પોતાની જરૂરિઆત

**સભાસદોએ કરકસર કરતાં શીખવાની જરૂર.**

પૂરી પાડવાને માટે અને નાણાં ધીરનારથી સ્વતંત્ર થવા માટે આ સંસ્થાની શરૂઆત કરી હોય છે, તેથી દરેક સભાસદે જોઇતાં નાણાં ધીરે ધીરે પોતાની બચાવેલી રકમમાંથી પૂરાં પાડવાનું ધોરણ સ્વીકારવું જોઇએ, અને તે પ્રમાણે થોડે થોડે નાણાં બચાવવામાં આવે તોજ સભાસદો ગરીબાઈમાંથી મુક્ત થઈ પોતાની જરૂરિઆતોને પુગી વળવાને શક્તિવાન થાય.

આવી બેન્કોમાં દરેક સભાસદને ફરજિઆત બચાવવા માટે યોજના ઘડાવી જોઇએ. શુલ્ઝ ડેલીટઝની સહકારી બેન્કો પહેલ

**ફરજિઆત બચાવવાની યોજના.**

વહેલી ફરજિઆત બચાવવાનું શીખવનારી સંસ્થા તરીકે જાણીતી થઇ. આ યોજનાથી ઘણી મોટી રકમ મેળવી શકાય છે, અને આવી મોટી રકમ ઘણે સસ્તે વ્યાજને દરે મળી શકે છે. સેવિંગ

ખાતાનાં નાણાં "good lying money" ગણાય છે, એટલે તે નાણાં ઘડી ઘડી આવજા કરતાં નથી; પણ સ્થાયી પડી રહે છે.

સહકારી બેન્કોએ મોટે ભાગે આ નાણાં ઉપરજ પોતાના વહિવટ માટે આધાર રાખવો જોઇએ. મુડીવાળાઓ પાસે અગર બીજી તેવીજ જાતની સંસ્થાઓ પાસેથી કવચિતજ નાણાંની મદદ લેવી જોઇએ, અને જો મદદ લીધી હોય તો તે જેમ બને તેમ જલદીથી ભરપાઈ કરવી જોઇએ. આવી સ્થિતિમાં આવવું એટલે બહારથી નાણાં વ્યાજે કાઢવાં પડે, તો બેન્કની માંદગી આવેલી છે એમ ગણાય, માટે તેમાંથી જેમ બને તેમ જલદી મુકત થઇ પોતાનો વહિવટ પોતાની થાપણો પર ચાલી શકે તે ધોરણ અખત્યાર કરવું જોઇએ.

સહકારી બેન્કની પહેલી ફરજ એ છે, કે પોતાના હકુમત નીચેના ભાગમાંથી જ્યાંથી જ્યાંથી બચત ખાતામાં નાણાં મેળવી શકાય, અને ઘેર અગર વધારે પડતા દાગીનામાં નકામી પડી રહેતી રકમો પોતાના સભાસદોના ઉપયોગ માટે આકર્ષી શકાય તેટલી આકર્ષવાનો તેઓએ પ્રયાસ કરવો જોઇએ. લોકોનાં નાણાંને સલામતીથી મૂકવાનું સ્થાન આ બેન્કો ગણાવી જોઇએ.

આ બેન્કો (Collecting Banks') નાણાં એકઠાં કરનારી બેન્કો તરીકે ઘણું સારૂં કામ બજાવે છે. પોતાના જીલ્લાના રહીશોને ઓળખે છે; તેમની પાસે જઇ શકે છે; અને તેમને સમજાવી શકે છે; તેઓના ઉપર તેમની સત્તા પણ હોય છે, તેથી આ બેન્કો ઘણાં નાણાં મેળવી શકે છે. આ બેન્કો વધારે લોકપ્રિય હોવાનું કારણ એ છે, કે આ બેન્કો નાણાં મૂકનારની પોતાનીજ છે, પોતાના ચુંટાએલા પ્રતિનિધિઓ મારફતેજ આ બેન્કોનો વહિવટ થાય છે.

સહકારી બેન્કોએ બચત ખાતામાં નાણાં મેળવવા પ્રયાસ કરવા માટે બીજું ઘણું અગત્યનું કારણ એ છે, જે આ જાતની બેન્કો નાણાંવાળા અને નાણાંવગરના વચ્ચે ધીરધારનો સંયોગ કરાવનારી નળી નથી; પણ આવી બેન્કોની ઉપયોગીતા તો તેના સભાસદોને બચાવતાં શીખવવાની છે. કરકસરથી ગરીબોને ઉંચે દરજ્જે ચઢાવવા એટલુંજ નહિ પણ તેઓને મુડીવાળાથી સ્વતંત્ર બનાવવા એ આ સંસ્થાઓનું સૂત્ર છે.

આ કાર્ય કરવા માટે નાણાં બચત કરવા માટે પેટીઓ બનાવડાવી બેન્કના સભાસદોને આપવી જોઇએ અને દરેક મહિને એ પેટીઓ બેન્કમાં મોકલી આપવાનું કહેવા માટે માણસ મોકલવો જોઇએ. આ પ્રમાણે માણસ મોકલીને દર મહિને પેટીઓ બેન્કમાં મંગાવવામાં આવશે તો પેટી લેવા આવનાર માણસને શો જવાબ આપીશું એ કારણથી થોડું પણ બચાવવાનું મન થશે.

હવે ત્રીજી જાતની થાપણ તે ચાલુ ખાતાની થાપણો છે. આ થાપણો પર રોજની બાકી ઉપર બે ટકાથી ત્રણ ટકા સુધી વ્યાજ આપવામાં આવે છે. રૂા. ૧૦૦થી ઓછી રકમ પર વ્યાજ આપવામાં આવતું નથી, અને દર ૭ મહિને ઓછામાં ઓછું રૂપીઆ ત્રણ અગર રૂપીઆ પાંચ વ્યાજના થાય તોજ વ્યાજ આપવામાં આવે છે. કેટલીક બેન્કોમાં આવા ખાતાં ચલાવવા માટે દર છ મહિને રૂા. ૧, ૨, અગર રૂા, ૩નો ચાર્જ લેવામાં આવે છે. કેટલીક બેન્કો કશો પણ ચાર્જ લેતી નથી. આ નિયમમાં ઘટતા ફેરફાર કરાવા જોઇએ. ઘણાં નાનાં ગામડાં માટે રૂા. ૧૦૦)ની રકમ વધારે પડતી લાગે તો તે ઘટાડી રૂા. ૫૦)ની કરવી. છ મહિનામાં ઓછામાં ઓછુ વ્યાજ રૂા. ૨) થવું જોઇએ એવો નિયમ પણ રાખી શકાય.

**ચાલુ ખાતાની થાપણો.**

આ જાતની થાપણોવાળાં ખાતાના હિસાબ રાખવા તથા લેવડદેવડ નિયમિત રીતે કરવી અને હિસાબમાં ભૂલ ન પડે તેની સાવચેતી રાખવી હોય તો કામ ચોકસાઇથી કરવાની જરૂર છે. તેમજ આ કામ શરૂ કર્યા પછી બેન્કને ખર્ચ પણ વધશે. બેન્ક નિયમિત રીતે ઉઘાડી રાખવી પડશે. બધા માણસો આખો વખત કામ કરનાર હોવા જોઇશે. તેઓને ચેકના એન્ડોર્સમેન્ટ તપાસતાં આવડવું જોઇશે. તેમજ બેન્કર અને તેના ઘરાક વચ્ચે કાયદા પ્રમાણે શો સંબંધ છે તેનું જ્ઞાન હોવું જોઇશે; એટલે આ કામ સ્ટાફ કેળવાએલો રાખી શકાય એવી બેન્કની સ્થિતિ થાય ત્યારપછી શરૂ કરવું યોગ્ય ગણાશે. ચેકના વહિવટ સંબંધની હકીકત હવે પછીના એક પ્રકરણમાં આપવામાં આવનાર છે, તેથી અત્રે તે વિષે કશું લખીશું નહિ, પણ ચાલુ ખાતાના વહિવટ પર વધુ લખીશું.

ચાલુ ખાતામાં જે રકમ જમા હોય તે ગમે તે વખતે સામટી ઉપડી જાય તેમ હોય છે, માટે આ ખાતાઓની જમા રકમોનો બેન્કના મેનેજરે બરાબર અભ્યાસ કરવો જોઇએ. બધી રકમ કંઇ હાથ પર રહી શકે નહિ. આ રકમની અડધા ઉપરની રકમ તો એવી રીતે રોકાવી જોઇએ, કે જ્યારે જોઇએ ત્યારે તે પાછી મળી શકે. બીજી બેન્કોમાં ચાલુ ખાતામાં અગર સરકારી જામીનગીરીમાં અગરતો હાથ પર રાખવી જોઇએ. બાકીની લગભગ ચાળીસ ટકા જેટલી રકમ ટુંક મુદતને માટે સભાસદોને ધીરી હોય તો તે યોગ્ય ગણાય. ચાલુ ખાતાઓ ચલાવવાનું ખર્ચ તથા જે રકમ હાથ પર રહે તેની વ્યાજખાધનો હિસાબ ગણતાં આ ખાતાંના નાણાંનો હુંડીઆમણના કામમાં ઉપયોગ ન કરી શકીએ તો બેન્કને ચાલુ ખાતાથી લાભ મળી શકે નહિ, તે ઉપરાંત સભાસદોને ચાલુ ખાતે ઓવરડ્રાફ્ટ રોકડ શાખ-છૂટથી આપી શકાતી હોય અને તે ખાતાંઓમાં બરાબર આવક જાવક થતી હોય તોજ ચાલુ ખાતાથી

બેન્કને પૂરતો લાભ મળી શકે. જે બેન્કો ચાલુ ખાતાનું કામ શરૂ કરે તેમણે હુંડીઆમણનું તથા ચાલુ ખાતે રોકડ શાખ આપવાનું કામ ખીલવ્યું હોવું જોઇએ, અને જો આ બન્ને કામ ખીલવી શકાય તોજ ચાલુ ખાતામાં જે રકમ જમા રહે તેનો બેન્કને બરાબર લાભ મળી શકે.

બેન્કનું શેર ભંડોળ તથા જુદી જુદી જાતની થાપણો સંબંધે આટલું વિવેચન કર્યા પછી હવે પછીના પ્રકરણમાં બેન્કે લોન તરીકે નાણાં મેળવવા સંબંધેનો વહિવટ સમજાવવામાં આવશે.

---

## પ્રકરણ ૪થું.

### કો-ઑપરેટીવ બેન્કો માટે "લોન" મેળવવાની વ્યવસ્થા.

આગલા પ્રકરણમાં મુડી તથા થાપણ તરીકે નાણાં મેળવવા માટે શું શું વાત ધ્યાનમાં રાખવાની છે તે વિષે વિવેચન કર્યું. હવે આ પ્રકરણમાં "લોન" તરીકે નાણાં મેળવવાની વ્યવસ્થા વિષે સમજુતી આપીશું.

**"લોન" લેવાનાં કારણો.**

ગમે તેવો સારો વહિવટ હોય, અને બેન્કો ચલાવનારા ઘણા કુશળ અને પ્રજામાં જાણીતા તથા વિશ્વાસપાત્ર હોય, તોપણ બેન્કોને કેટલીક વખત શેરના ભંડોળ તથા થાપણથી મળી શકે તેના કરતાં વધારે નાણાંની જરૂર પડવાનીજ. વળી કો-ઑપરેટીવ બેન્કો તો શરૂઆતમાં ઘણી નાની શેરની મુડીથી કામ કરે એટલે તેમને તો નાણાંનો વધારો અને ઘટાડો ઘણો જલદીથી થાય; તેથી તેમને લોન તરીકે નાણાં લેવાની વધારે જરૂર પડે એ સ્વાભાવિક છે.

આ જગ્યાએ "લોન" શબ્દનો અર્થ સમજાવવાની જરૂર છે, ડીપૉઝીટ-થાપણ તરીકે જે નાણું બેન્કમાં જમા આવે તે થાપણ મુકનારાઓ પોતાની મરજી પ્રમાણે બેન્કના નક્કી કરેલા દરે મૂકી જાય છે. મોટે ભાગે બેન્કે પોતાના નક્કી કરેલા દરે બાર મહિનાની બંધીની થાપણ જેટલી આવે તેટલી લેવીજ જોઈએ, અને જો પોતાને વધારે નાણું તાત્કાળિક ઉપયોગમાં આવે તેમ ન હોય તોય તો વ્યાજનો દર ઘટાડીને પણ થાપણ સ્વીકારવી જોઈએ. બાર મહિનાની બંધીની થાપણ લેવાની ના પાડવી પડે એ બેન્ક માટે સારૂં ગણાય નહિ; પણ બેન્કને જોઈતાં નાણું થાપણ મુકવાવાળાં મુકવા આવે નહિ, અને બેન્કને તાત્કાળિક વધુ નાણાંની જરૂર હોય, ત્યારે બીજી કોઇ બેન્ક અગર શાહુકારને પોતાની જરૂરિઆત જણાવી નાણું ધીરનાર ધણી અગર સંસ્થા જે વ્યાજ માગે તે વ્યાજે અને તે કહે તે શરતે નાણું લાવવા તે "લોન" લેવી કહેવાય. ઘણુંખરૂં થાપણ પર જે દર આપવામાં આવે તેના કરતાં "લોન" પર વધારે વ્યાજ આપવું પડે; એટલે "લોન" લેવાની સ્થિતિ બેન્કના વહિવટ કરનારને પસંદ પડે નહિ, છતાં પણ આવી સ્થિતિમાં દરેક બેન્કને આવવું પડે છે. બેન્કના કામકાજમાં વધારો ઘટાડો થાય; થાપણ મુકવાવાળા કરતાં વ્યાજે નાણું લેવા વધારે આવે; નાણું બજાર મજબુત હોય, વગેરે વગેરે કારણોને લઇને બેન્કોને નાણું વ્યાજે લેવાની જરૂર પડેજ. ઈમ્પીરિયલ બેન્ક જેવી ખરખમ બેન્કને જ્યારે ખેતીનો પાક તૈયાર થાય છે, અને તેનાં નાણું વેપારીઓએ ચુકવવાનાં હોય છે, ત્યારે ખુદ સરકાર પાસેથી નાણું વ્યાજે લેવા પડે છે. બેન્ક ઑફ ઇંગ્લાંડ જેવી મોટી બેન્કને પણ એક વખત બેન્ક ઑફ ફ્રાન્સ પાસેથી સાડાચાર કરોડ રૂપીઆની લોન લેવી પડી હતી; એટલે કો-ઓપરેટીવ બેન્કોના સંબંધમાં પણ લોન લેવાની સ્થિતિ આવવાનીજ.

**લોન તથા ડીપૉઝીટમાં તફાવત.**

**"લોન ક્યાંથી મેળવી શકાય.**

હવે સવાલ એ છે, કે લોન ક્યાંથી અને કેવી રીતે મેળવી શકાય. આપણે અર્બન બેન્કો વિષે લખાણ કરીએ છીએ. આ બેન્કોએ પોતાના જિલ્લાની મધ્યસ્થ સહાયકારી બેન્ક (ડિસ્ટ્રીકટ કો-ઓપરેટીવ બેન્ક) સાથે સંયોજીત થવાનું હોય છે, અને આ બેન્કમાંથી અર્બન બેન્કો નાણાં મેળવી શકે છે. તે ઉપરાંત આ બેન્કો, ઇલાકા બેન્કો (પ્રોવિન્શીઅલ કો-ઓપરેટીવ બેન્ક) સાથે પણ સંયોજીત થાય છે, અને ત્યાંથી પણ નાણાં મેળવી શકે છે.

**સહકારી બેન્કો જોઇન્ટ સ્ટોક બેન્કોની હરીફ નથી.**

કેટલીક વખત જિલ્લા બેન્ક નાણાંની મદદ આપી શકે તેમ ન હોય તેથી જોઇન્ટ સ્ટોક બેન્ક સાથે સંબંધ ખીલવ્યો હોય તો તે વધારે મદદરૂપ થઇ પડે છે. સહાયકારી બેન્કો, જોઇન્ટ સ્ટોક બેન્કોની હરીફ નથી, પણ તે બેન્કોને 'બીઝનેસ' પૂરૂં પાડનારી સંસ્થાઓ છે, અને બીજા દેશોમાં સહકારી બેન્કો મારફતે નાનું નાનું 'બીઝનેસ' એકઠું થઇને જોઇન્ટ સ્ટોક બેન્કોને મળ્યું છે, તો આપણા દેશમાં પણ તેમ થવામાં જરા પણ હરકત આવે તેમ નથી, માટે આ બેન્કો સાથે નાણાંની લેવડદેવડનું કામ ખીલવી રાખવાની જરૂર છે.

**નાણાં મેળવવાની જુદી જુદી રીતની સવડ.**

અર્બન બેન્કો બચત ખાતાં અને ચાલુ ખાતાં ખોલે છે; અને તેથી તેમણે "ફ્લૂઇડ રીસોર્સીસ" એટલે નાણાંનો ઉપાડ થાય તો તેને પહોંચી વળવા માટે રોકડ નાણું, સદ્ધર અને વટાવી શકાય તેવી જામીનગીરી તથા રોકડ શાખ રાખવાની હોય છે, અને તેથી આ બેન્કોને નાણાંની જરૂર પડે ત્યારે તરત વટાવી શકાય તેવી જામીનગીરીઓ ઉપર નાણાં સ્હેલાઇથી મેળવી શકાય છે, અગર આ જામીનગીરીઓ વેચી

શકાય છે, અને તે રીતે પણ નાણાંની ગોઠવણ થઇ શકે છે. તેમ કર્યા છતાં પણ વધારે નાણાંની જરૂર પડે તો દરેક બેન્કે રોકડ શાખની પણ ગોઠવણ કરી રાખી હોય છે; અને તેનો પણ લાભ લીધા છતાં વધારે નાણાંની જરૂર પડે તો બીજી બાંધી મુદતની "લોન" મેળવવા ગોઠવણ કરવી પડે છે.

નિયમિત જવાદારીવાળી બેન્કોને ઉપલી બન્ને બેન્કો કયા ધોરણ પર નાણાં આપે તે પણ જાણવું જરૂરનું છે. દરેક બેન્કે ધંધો શરૂ કરતાં પહેલાં પોતાની મુડી (શેરનું ભંડોળ) મેળવવી જોઇએ. શેરનું ભંડોળ કેટલું છે, તે ધ્યાનમાં રાખી જિલ્લા અને ઇલાકા બેન્ક આવી બેન્કો સાથે વહિવટ કરી શકે. અર્બન બેન્કના શેરના ભંડોળથી બેથી ચારગણી રકમ જેટલી હદ સુધી અર્બન બેન્કો સાથે સાધારણ રીતે કામ પાડવામાં આવે છે, પણ બેન્કનો વહિવટ સારો છે એમ ખાત્રી થાય તોજ આ હદ સુધી ધીરધાર કરી શકાય. તે ઉપરાંત બેન્કે પોતાના ઘરાકોની સાથે નાણાં ધીરતી વખતે જે દસ્તાવેજ કરાવી લીધા હોય તે દસ્તાવેજ જિલ્લા બેન્કની તરફેણમાં કરાવી લેવાનો પણ રિવાજ છે.

**અર્બન બેન્કોને નાણા ધીરવાનું ધોરણ.**

અર્બન બેન્કોએ પોતાના સભાસદોને બે માસ કે ત્રણ માસની પ્રોમીસરી નોટ અગર હુંડીથી નાણાં ધીર્યાં હોય તો આ પ્રોમીસરી નોટ અગર હુંડી જિલ્લા બેન્કને વેચાણ કરી આપી નાણાં મેળવી શકાય. નાણાં મેળવવાની આ રીત ઘણી સારી છે, અને આ ધોરણ પર કામ ખીલવવાથી વેપાર તથા ઉદ્યોગને માટે નાણાંની સારી સવડ થઇ શકે છે.

**હુંડી વેચીને નાણાં મેળવવાની રીત.**

આ જાતની બેન્કો જોઈન્ટ સ્ટોક બેન્કો સાથે ઘણી મળતી આવે છે, જોઇન્ટ સ્ટોક બેન્કોના જેવુંજ આ બેન્કો 'બીઝનેસ'

કરે છે, અને તે બેન્કો સાથે સંબંધ બાંધી શકાય તેમ છે, તેથી જિલ્લા બેન્ક અને ઇલાકા બેન્ક ઉપરાંત ઇમ્પીરીયલ બેન્ક તથા બીજી જોઇન્ટ સ્ટોક બેન્કો સાથે વહિવટ પાડવો ઇષ્ટ છે.

વેપારી બેન્કો અગર જોઇન્ટ સ્ટોક બેન્કો પાસેથી "Commercial Documents" વેપારી :દસ્તાવેજો પર નાણાં મેળવી શકાય છે. માટે તેવી જાતના દસ્તાવેજો પર આ બેન્કોએ નાણાંની ધીરધાર કરવાની શરૂઆત કરવી જોઇએ.

સહકારી બેન્કોએ નાણાં વ્યાજે (લોન તરીકે) કેવી રીતે મેળવવાં તે સંબંધે આટલી હકીકત લખ્યા પછી હવે આવતા પ્રકરણમાં સહકારી બેન્કોની નાણાંની ધીરધાર અને જામીનગીરી પર વિવેચન કરીશું.

---

## પ્રકરણ ૫મું.

### કો-ઑપરેટીવ બેન્કોની ધીરધાર તથા જામીનગીરીઓ:—

આ પ્રકરણમાં કો-ઓપરેટીવ બેન્કોએ નાણાંની ધીરધાર કયા ધોરણ પર કરવી જોઇએ અને કઈ કઇ જાતની જામીનગીરીઓ પર ધીરધાર કરવી સલામત ગણી શકાય એ બાબત પર વિચાર કરીશું.

**નાણાં ધીરવાની રીત.**

કો-ઓપરેટીવ બેન્કો ફક્ત પોતાના સભાસદો સાથેજ નાણાંની ધીરધાર કરી શકે છે. જે માણસ બેન્કનો સભાસદ નથી, તે બેન્કમાંથી નાણાં મેળવી શકે નહિ. આ રીત ગ્રહણ કરવાનું કારણ એ છે કે બેન્કમાં કોઇને સભાસદ તરીકે દાખલ કરતાં પહેલાં તે માણસ બેન્કમાં દાખલ કરવા જેવો છે કે નહિ એ સંબંધે પૂરતી તપાસ

કરવામાં આવે છે. સભાસદ તરીકે દાખલ કર્યા પછી ડિસ્કાઉન્ટ કમિટિ પાસે તે સભાસદ સાથે કેટલે સુધીની ધીરધાર જામીન લઇને કરવી તે નક્કી કરાવવામાં આવે છે; અને ત્યાર પછી તે સભાસદની નાણાં વ્યાજે લેવાની આવેલી અરજી પર મેનેજીંગ કમિટિ વિચાર કરે છે. સાધારણ રીતે સભાસદને શરૂઆતથી એટલે દાખલ થાય તેજ દિવસથી નાણાં ધીરવામાં આવતાં નથી; એટલે કોઇ ડુબતો માણસ આવીને બેન્કને ખાડામાં નાખી શકે નહિ એવી વ્યવસ્થા રાખવામાં આવે છે; તે ઉપરાંત જો સભાસદોમાંજ નાણાંની ધીરધાર થઇ હોય અને સભાસદ બેન્કનાં નાણાં ભરતો નહિ હોય તો નાણાં વસુલ કરવા કોર્ટમાં દાવો નોંધાવવો પડતો નથી પણ રજીસ્ટ્રાર મારફતે લવાદ નીમાવી લવાદી ફેંસલો કરવામાં આવે છે; જેથી કોર્ટમાં જવાથી જે વીલંબ તથા ખર્ચ થાય છે, તેમાંથી બચી શકાય છે.

**ધીરવાની હદ.**

સભાસદોનેજ નાણાં ધીરવાં એ વાત નક્કી થયા પછી એક સભાસદને વધારેમાં વધારે કેટલી રકમ ધીરવી એ સંબંધે વિચાર કરીશું. કેટલાકનું માનવું એવું છે, કે મોટી અને નાની રકમોની અરજી હોય ત્યારે નાની રકમ ધીરવી અને મોટી રકમવાળાની અરજી નામંજુર કરવી. આ સંબંધમાં એવી દલીલ કરવામાં આવે છે કે જેમ બેન્કનું 'બીઝનેસ' ઘણા માણસોમાં ફેલાયલું હોય તેમ તે વધારે સલામત. આ વાત એકદમ સ્વીકારવા જેવી નથી. કેટલીક વખત નાનું 'બીઝનેસ' વધારે જોખમવાળું હોય અને મોટું 'બીઝનેસ' વધારે સલામત હોય.

બીજી દલીલ એવી રજુ કરવામાં આવે છે કે જે લોકોને મોટી રકમ વ્યાજે લેવાની જરૂર હોય તેઓને બીજી જગ્યાએથી વધારે ફીફાયતથી મળી શકે છે, અને નાની રકમ લેનારને માટે 'કો-ઓપરે-

ટીવ બેન્ક' ખોલવામાં આવી છે ને તેઓને તો બીજી જગ્યાએથી નાણાં મેળવવાનું ઘણું મુશ્કેલ હોય છે. મોટી રકમ બીજી બેન્કોમાંથી કીફાયતથી મળી શકે છે એ વાત સ્વીકારવા જેવી નથી. કો-ઓપરેટીવ બેન્કો બધા સંજોગોમાં, બીજી બેન્કો કરતાં કીફાયત પડયા વિના રહે નહિ, માટે મોટું 'બીઝનેસ' જો વધારે સહીસલામત લાગે તો તે જતું કરવું જોઇએ નહિ; અલબત 'કો-ઓપરેટીવ બેન્કો'નો મુળ આશય જેઓને સસ્તે વ્યાજે અને જયારે જોઇએ ત્યારે નાણાંની મદદ બીજી જગ્યાએથી ન મળી શકે તેમ હોય તેવાઓને મદદ આપવાનો છે, અને આ જાતના માણસો નાની રકમોની જરૂરિઆતવાળા હોય છે, તેથી બેન્કના મેનેજરનું ધ્યાન આવી જાતના સહીસલામત 'બીઝનેસ' પર ખાસ દોરાવું જોઇએ; છતાં પણ મોટી ધીરધાર પર દુર્લક્ષ આપવું એ યોગ્ય નથી. નાનું નાનું કામ બેન્કનો ખર્ચ ઉપાડવાને પૂરતું થાય નહિ. બેન્કને પોતાનો ચાલુ ખર્ચ ઉપાડવા માટે અમુક પ્રમાણમાં ચાલુ 'બીઝનેસ' જરૂરનું છે, અને જ્યાંસુધી મોટું કામ જરૂરનું હોય તે કરતાં વધારે પ્રમાણમાં કરવામાં ન આવે ત્યાંસુધી નાનું કામ સહેલાઇથી થઇ શકે તે માટે જોઇતા પ્રમાણમાં મોટું કામ શા માટે લેવાવું જોઇએ નહિ?

તેથી છેવટની વાત એ રહી કે મોટું કે નાનું એ વાત ધ્યાનમાં રાખવા કરતાં એ બેમાંથી કયું કામ વધારે સલામત છે, એ વાત પર ધ્યાન આપવું જોઇએ.

**નાણાં ધીરતાં પહેલાં કરવાની તજવીજ.**

નાણું ધીરવાની હદ કરતાં નાણાંની સલામતી વધારે અગત્યની છે; એ વાત પર વિચાર કર્યા પછી નાણાંની સલામતી માટે શી તજવીજ રાખવાની જરૂર છે, એ બાબત પર વિચાર કરીશું.

નાણાંની માંગણી કરનાર માણસના સંબંધમાં તેને સભાસદ તરીકે દાખલ કરતી વખતે થોડી તજવીજ થઈ હશે; પણ તેટલી

બસ નથી. સભાસદ નાણાંની માગણી કરે ત્યારે તેનો વેપાર, ધંધો, નીતિરીતિ, કારીગરી, ધંધો કરવાની કુશળતા વગેરે બાબતો પર તપાસ કરવી જોઇએ. આ જાતની બેન્કો નાણાં ધીરવા ખાતર ખોલવામાં આવી નથી. મંજુર કરેલા કામને માટેજ ધીરધાર કરવાનો આવી બેન્કોનો આશય છે, અને તે એવી જાતનું કામ હોવું જોઇએ, કે જેમાંથી ધીરેલી રકમ તથા તેનું વ્યાજ ઉત્પન્ન થઈ શકે, અને તેમ કરી નાણાં લેનારની સ્થિતિમાં સુધારો કરી શકે; તેથી બે જાતની તપાસ થવી જોઇએ : (૧) જે કામને માટે નાણાં વાપરવાનાં છે તે વ્યાજબી કામ છે? અને (૨) નાણાં લેનાર માણુસ તે કામ કરવા માટે કુશળ છે? ખાસ કરીને તે સભાસદની વેપાર કરવાની પદ્ધતિ અને રહેણી કરણી તપાસવા જોઇએ. જો તે માણુસ નીતિરીતિનું ઉલ્લંઘન કરતો માલમ પડે, તો તેનાં નાણાંની મુદ્દત થતાં તેને બીજીવાર ધીરવાં નહિ; પણ નાણાં વસુલ કરી લેવાં.

**જામીનગીરીનો પ્રકાર.**

ઉપલી બાબતોની તજવીજ કર્યા પછી તેની પાસે જામીનગીરી માંગવી. કેટલીક બેન્કોમાં જામીનગીરી વગર સભાસદની પ્રોમીસરી નોટ પર નાણાં ધીરવામાં આવે છે; પણ આ કામ કરવું સહીસલામત નથી, અને તે છુટથી થઈ શકે નહિ; કદાચ આવી ધીરધાર કરવામાં આવે; તોપણ તે અમુક હદમાં રહેવી જોઇએ, અને રિઝર્વ ફન્ડના અમુક ભાગ સુધીજ આવી ધીરધાર કરવી જોઇએ, અને તેથી વધારે નહિ.

**કબુલેલી હુંડીઆ**

અલબત જામીનગીરી લીધા વગર ધીરવું વધારે સગવડ ભરેલું છે; પણ 'કો–ઓપરેટીવ' બેન્કમાં એક માણુસ સાથે જે ધોરણ પકડવામાં આવ્યું હોય તેનાથી જુદું ધોરણ બીજા માણુસ સાથે ગ્રહણ કરાય નહિ. જે જાતની જામીનગીરી લેવાની છે, તે જાત–જામીનગીરી લેવાની

છે. જામીનો જામીન થવા ખુશી છે, કે કેમ તેની તપાસ કરવી જોઇએ, અને તેઓની જામીનખત પર બેન્કના અમલદારની રૂબરૂમાં સહી થવી જોઇએ, અગર તો તેને પૂછાવી તેની કબુલાત લેવી જોઇએ. જેને નાણાં જોઇતાં હોય, તેની પાસે પ્રોમીસરી નોટ લખાવવી અને જે જામીન થનારા હોય તેની પાસે તે પ્રોમીસરી નોટ ઉપર કરવા માટે accept (કબુલાત) કરાવવી એ વધારે અનુકૂળ છે. આ (acceptance) કબુલેલી હુંડીઓ બીજી બેન્કોમાં વટાવી શકાય છે, અને જો વટાવનારી બેન્કની આંટ સારી હોય તો તેને ઓછે વ્યાજે નાણાં મળી શકે છે.

હુંડી "એકસેપ્ટ" કરાવવાથી બીજો લાભ એ છે, કે ધીરેલી લોનની મુદત નક્કી થઇ શકે છે. હુંડીઓ વટાવવી હોય, તો તે થોડી મુદત માટે હોવી જોઇએ, અને ખાસ કરીને શેરના ભંડોળવાળી બેન્કમાં તો ટુંક મુદત માટેજ ધીરધાર થવી જોઇએ. સાધારણ રિવાજ બેથી ત્રણ મહિનાની મુદતની હુંડી લખાવવાનો છે, અને તે હુંડીને છથી નવ વખત રીન્યુ કરી આપવી, અને દરેક વખતે દશ ૧ા ભાગ વસુલ લઇ લેવો; જેથી દશ રીન્યુઅલ પછી બધું દેવું ભરપાઇ થઇ જાય.

કેટલીક વખતે બાંધી મુદત માટે "લોન" ધીરવામાં આવે છે; અને દર મહિને અગર બબ્બે કે ત્રણ ત્રણ મહિને અમુક હપ્તો પાછો લેવાનો ઠરાવવામાં આવે છે.

**બાંધી મુદત માટે લોન.**

કેટલીક વખત વાર્ષિક લોન ધીરાય છે, અને વર્ષની આખરે તે રકમ સામટી પાછી આપવાની હોય છે. આવી રીતે જે લોનનાં નાણાં વર્ષની આખરે સામટાં વસુલ લેવાનાં હોય છે, તે લોન મંજુર કરતી વખતે વધારે કાળજી રાખવાની જરૂર છે. આ જાતની લોનમાં મોટે ભાગે "ઓવરડયુ" થાય છે. વર્ષ દિવસ સુધી નાણાં લઇ

જનાર પર આપણો કાબુ રહેતો નથી. તેના ધંધા વિષે તથા નાણાંના વહિવટ સંબંધી આપણા જાણવામાં કશું પણ આવતું નથી. વર્ષની આખરે નાણાં પાછા આપવાનો વખત આવી લાગે ત્યાં સુધીમાં નાણાં લેનાર માણસે મિલ્કત અગર માલ વેચીને અગર બીજે ઠેકાણેથી નાણાં વ્યાજે કાઢીને બેન્કનું દેવું અદા કરવાની ધારણા રાખી હોય, અને તે ધારણા બર નહિ આવે તો ધીરેલી રકમ "ઓવરડયુ" થયા વગર રહે નહિ; માટે "અર્બન બેન્કો"માં આ જાતની ધીરધાર પર ઘણો કાબુ રહેવો જોઇએ.

ઉપર જે જાતની ધીરધારની હકીકત લખી તે કરતાં વધારે અનુકૂળ વેપારીઓને સવડ આપનારી તથા બેન્કને વેપારી સાથે વધારે સંસર્ગમાં લાવનારી નાણાં ધીરવાની રીત છે, અને તે ઓવરડ્રાફ્ટ અગર કેશક્રેડીટ એટલે ચાલુ ખાતે નાણાં જમા હોય તે કરતાં વધારે નાણાં સભાસદને ઉપાડવા દેવાની રીત છે. આ રીત વેપારીઓમાં વધારેને વધારે માનીતી થઇ પડી છે; એટલુંજ નહિ પણ ગામડાંની શરાફી મંડળીઓમાં પણ આ પદ્ધતિ દાખલ કરવા જેવી છે. આ પદ્ધતિ બેન્કને તેમજ સભાસદને બન્નેને લાભકર્ત્તા છે. બેન્કની હાથ પરની નહિ રોકાતી સિલક થોડા વખતને માટે રોકાય છે, અને તે નફો ઉત્પન્ન કરે છે, તથા વેપારીઓ જેમ જેમ રકમ ઉપાડતાં જાય, તેમ તેમ વ્યાજ આપવું પડે છે, અને જેટલી જેટલી રકમ ભરપાઇ કરતાં જાય છે; તેટલી તેટલી રકમનું વ્યાજ માફ થતું જાય છે.

ચાલુ ખાતે રોકડ શાખ અગર ઓવર ડ્રાફ્ટ.

ચાલુ ખાતાના વહિવટથી સભાસદના વેપાર પર બેન્કની નજર રહી શકે છે, અને સહકારી બેન્કોના સંબંધમાં તો આ

નજર રહેવી ઘણી કિંમતી છે; કારણ કે પોતાના સભાસદોના કામકાજની માહિતી અને બેન્કે ધીરેલાં નાણાંનો ઉપયોગ વ્યાજબી કારણ માટે કરવામાં આવે છે, કે નહિ તેના જ્ઞાન ઉપર આ બેન્કનો મોટો આધાર છે.

નાણાં ધીરવાની જુદી જુદી રીતો સંબંધે આટલું લખ્યા પછી એક આસામીને જાત-જામીન પર કેટલી રકમ ધીરવી જોઇએ, તે નક્કી કરવું જરૂરનું છે, અને જો કોઇ સભાસદને જાત-જામીન પર તેને આપવાની હદ કરતાં વધારે રકમ જોઇતી હોય, તો કઇ કઇ જામીનગીરી પર અને કેવી શરતે તે ધીરી શકાય તે સંબંધે પણ વિચાર કરવો જોઇએ.

**જાત જામીન પર ધીરવાની હદ.**

જાત-જામીન પર એક સભાસદને વધારેમાં વધારે કેટલી રકમ ધીરવી જોઇએ, એ બાબતનો નિર્ણય કરતી વખતે દરેક બેન્કે પોતાની સ્થિતિ તપાસવી જોઇએ; ને શરૂઆતમાં એવો નિયમ રાખવો જોઇએ કે બેન્ક શરૂ કર્યા પછી ઓછામાં ઓછા પાંચ વર્ષ સુધી અને વધારેમાં વધારે દશ વર્ષ સુધી તેમાં ફેરફાર કરવાની જરૂર પડે નહિ. આ ધોરણ અખત્યાર કરવા માટે બેન્ક કયા ગામમાં ખોલવામાં આવી છે; ત્યાંની વસ્તી કેટલી છે; વેપાર ઉદ્યોગ કેવો છે; લોકોની નાણાં સંબંધી સ્થિતિ કેવી છે; જે સભાસદો બેન્કમાં દાખલ થાય છે, તેમને પોતાનો વેપાર ધંધો ચલાવવા માટે કોઇ કોઇ વખત કેટલી કેટલી રકમોની જરૂર પડે તેમ છે, પાંચ વર્ષ સુધીમાં બેન્કના કેટલી રકમના શેર ભરાશે; એ બધી બાબતો ધ્યાનમાં લઇ ધીરવાની વધારેમાં વધારે હદ મુકરર કરવાની જરૂર છે. આ હકીકતો ધ્યાનમાં લઇ જાત-જામીનગીરી પર ધીરવાની રકમ રૂ૦ ૫૦૦) અગર રૂ૦ ૧૦૦૦) અગર રૂ૦ ૨૦૦૦) સુધીની રાખવી જોઇએ.

કોઇ પણ સંજોગોમાં બેન્કને સ્થાપન થયાને પાંચ વર્ષ થાય ત્યાં સુધી રૂ૦ ૨૦૦૦)થી વધારે રકમ એક આસામીને ધીરવાનો ઠરાવ કરવો નહિ; કારણ પાંચ વર્ષ દરમ્યાન બેન્કની વ્યવસ્થાપક કમિટિ અગર બોર્ડ ઓફ ડિરેકટર્સને તેમજ મેનેજરને જોઇતી તાલીમ તથા ગામના વેપારીઓ વિગેરેની માહિતિ મળી જાય છે. આ માહિતિ મળ્યા પછીજ ઠરાવેલી હદમાં વધારો કરવો ઈષ્ટ છે. આ હદ વધારવાનો પ્રસંગ આવતાં એટલો નિયમ હોવો જરૂરનો છે, કે જે સભાસદને બેન્કનો સભાસદ થયાને પાંચ વર્ષ થયાં નહિ હોય તે સભાસદને કોઇ પણ સંજોગમાં જાત-જામીન પર અમુક રકમ કરતાં વધારે ધીરવામાં આવશે નહિ, અને જે સભાસદ પાંચ વર્ષ થયા સભાસદ હશે; તેને પણ વધારે રકમ ધીરતી વખતે તેનો ઓછામાં ઓછો એક જામીન પણ પાંચ વર્ષથી બેન્કનો સભાસદ હોવો જોઇશે; અને નાણાં લેનારની અને તેના જામીનોની શાખ પણ ધીરવાની રકમ જેટલી નક્કી કરવામાં આવી હશે.

ઉપર બેન્કના પેટા નિયમમાં એક સભાસદને વધારેમાં વધારે કેટલી રકમ સુધી જાત-જામીન પર ધીરી શકાય, તે વાત લખી; પણ દરેક સભાસદને ઠરાવેલી હદ સુધી ધીરી શકાય નહિ; પણ દરેક સભાસદની શાખ ધ્યાનમાં લઇ વધતી ઓછી હદ હોવી જોઇએ, તેથી દરેક સભાસદ માટેની હદ કેવી રીતે નક્કી કરવી તે સંબંધે વિચાર કરવો ઇષ્ટ છે. આ કામ માટે ડિસ્કાઉન્ટ કમિટિ યાને શાખ નક્કી કરનારી કમિટિ નીમવાનો રિવાજ રાખવામાં આવે છે. આ કમિટિ વર્ષમાં એક, બે, અગર ત્રણવાર જરૂર પ્રમાણે મળે છે. પહેલા વર્ષની સૌથી પહેલી મિટિંગમાં સભાસદોની શાખ નક્કી કરે છે, અને ત્યારપછી દરેક વર્ષે પહેલી સભામાં આગલા વર્ષના બધા સભાસદોની શાખ ફરીથી નક્કી કરે છે, અને જરૂર જણાતાં આ સભાને ફરીથી તે

**દરેક સભાસદને ધીરવાની હદ કેમ નક્કી કરવી.**

વર્ષમાં બોલાવવામાં આવે, તો નવા દાખલ થએલા સભાસદોની શાખ નક્કી કરે છે. શાખ નક્કી કરવામાં ત્રણ વાતોનો નિર્ણય કરવામાં આવે છે. સભાસદને વધારેમાં વધારે કેટલી રકમ જાત-જામીન પર ધીરવી; અલબત આ રકમ કોઇ પણ સંજોગમાં અને ગમે તેવો ધનાઢય અને આબરૂદાર સભાસદ હોય, તોપણ બેન્કના પેટા નિયમમાં ઠરાવેલી હદ કરતાં વધારે હોઇ શકેજ નહિ. બીજી વાત : તેણે લખેલા ચેક અગર હુંડી કેટલી રકમ સુધી ખરીદ કરી શકાય. આ બાબતમાં ઉપરની હદ કરતાં વધારે હદ રાખી શકાય છે; પણ આ હદ નક્કી કરવામાં પણ થોડા પ્રતિબંધની જરૂર છે. બેન્કના પગાર થએલા શેરના ભંડોળના ચોથા ભાગ કરતાં વધારે રકમ માટે એક સભાસદની હુંડી અગર ચેક વટાવવો જોઇએ નહિ, જો કોઇ સભાસદને તેથી વધારે રકમની પોતે આપેલી હુંડી અગર ચેકનાં નાણું વસુલ થાય, તે પહેલાં જોઇતાં હોય, તો તેણે બેન્કને સારી જામીનગીરી આપવી જોઇએ. જામીનગીરી સાથેની હુંડીઓની કિંમતના પોણોસો ટકા સુધીની રકમ સભાસદને ઉપર જણાવેલી હદ કરતાં વધારે હોય; તોપણ આપવાને વાંધો નથી.

**જામીન થવાની હદ.**

ત્રીજી બાબતમાં દરેક સભાસદ કોઇનો જામીન થાય તો કેટલી રકમ સુધીની તેની જામીનગીરી કબુલ રાખવી તે નક્કી કરવાનું છે. જો તે માણસે જાતે બેન્કમાંથી નાણાં લીધાં હોય, તો તેને ક્યાં સુધી જામીન થવા દેવો, અને જો તેણે નાણાં નહિ લીધાં હોય તો તેને ક્યાં સુધી જામીન થવા દેવો. તે પણ નક્કી કરવું જોઇએ. તે ઉપરાંત એક સભાસદને બેન્કના પગાર થએલ: શેરના ભંડોળની ચોથા ભાગની રકમ કરતાં વધારે રકમ માટે કોઇ પણ સંજોગમાં જામીન થવા દેવો નહિ.

**જામીનગીરી લઈ નાણાં ધીરવાની રીત.** જામીન લઈને નાણાં ધીરવાની રીત વિષે આટલું લખ્યા પછી હવે જામીનગીરી લઈને નાણાં કેવી રીતે ધીરવાં અને કેવી કેવી જાતની જામીનગીરી લેવી તે વિષે લખીશું.

૧. "ગીલ્ટ એજેડ સીકયુરીટીઝ" લઈને તે જામીનગીરીના બજાર ભાવથી દશ ટકા ઓછી રકમ સુધી નાણાં ધીરવાં તદ્દન સલામત છે. 'ગીલ્ટ એજેડ સીક્યુરીટીઝ' કોને કહેવી, એ સમજવું જરૂરનું છે. જે 'સીકયુરીટીઝ' "ઇન્ડિઆ ગવર્નમેન્ટ" અગર "પ્રોવીન્શીઅલ ગવર્નમેન્ટની" આવકને આધારે અગર જે જામીનગીરી કોઇ "મ્યુનિસિપાલીટી," "ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ,," "પોર્ટ ટ્રસ્ટ" વગેરેની આવકની જામીનગીરી પર કાઢવામાં આવી હોય, તે "ગીલ્ટ એજેડ સીકયુરીટીઝ" કહેવાય છે.

આ જામીનગીરીઓ બેન્કમાંથી નાણાં લેનાર ધણીના નામ પર હોવી જોઇએ, અને તેણે સહી કરીને તે બેન્કના નામ પર કરી આપવી જોઇએ. આ ઉપરાંત તે જામીનગીરીઓ ઉપર જે જે એન્ડોર્સમેન્ટ (વેચાણની સહીઓ) થયા હોય, તે બધા બરાબર છે કે નહિ તે, એ કામના જાણકાર માણસે તપાસવું જોઇએ. આ જાતની જામીનગીરીઓ પર 'એન્ડોર્સમેન્ટ' તપાસવાનું કામ ઘણી બારીકાઈથી કરવાનું છે; કારણ કે 'પબ્લીક ડેટ ઓફીસ'ના અને સરકારી ત્રિજોરીના અમલદારો 'એન્ડોર્સમેન્ટો' ઘણી ઝીણવટથી તપાસે છે.

બીજી જે જામીનગીરી પર સાધારણ રીતે નાણાં ધીરાય છે, તે 'ગેરંટીડ રેલ્વે'ના શેર છે. જે રેલ્વે કંપનિના શેરો પર 'સેક્રેટરી ઓફ સ્ટેટે' વ્યાજ આપવાની બાંહેધરી આપી હોય, તેવા શેરોને 'ગેરંટીડ રેલ્વે શેર' કહેવાય છે. આ શેરોના બજાર ભાવના ૨૦ ટકા માર્જીન રાખીને નાણાં ધીરવા સલામત છે.

નાણાં લેનાર ધણીના નામ પર શેર હોવા જોઈએ, અને તેણે વેચનાર તરીકે ટ્રાન્સફર ફોર્મ (શેર મેં બદલો કરવાના ખત) પર સહી આપવી જોઇએ, અને તેની સહી આગળ સાક્ષી હોવી જોઈએ.

ઉપલી બન્ને જાતની જામીનગીરી ઘણી સદ્ધર ગણાય છે, અને આ જાતની જામીનગીરી પર ધીરાયલાં નાણાં 'ફ્લુઈડ રીસોર્સીઝ' તરીકે ગણી શકાય છે; કારણ કે બેન્કને નાણાંની જરૂર પડે, તો તેના પર તરત નાણાં મળી શકે છે. વળી આ જામીનગીરીઓ પર નાણાં ધીરતી વખતે "ડીમાન્ડ પ્રોનોટ" બેન્ક જ્યારે માગે ત્યારે નાણાં પાછાં આપવાની કબુલાત ઉપર સહી લઇ નાણાં ધીરવામાં આવે છે.

**મિલ્કતના ગીરો પર ધીરધાર.**

આ ઉપરાંત જમીન અગર મકાન ગીરો રાખીને નાણાં ધીરવામા આવે છે. જમીન અગર મકાનની બજાર કિંમતની કુ રકમ સુધી 'પહેલા મોરગેજ' પર ધીરવું, એ 'ટ્રસ્ટ એકટ' પ્રમાણે મંજુર કરેલી ધીરધાર છે. આ જાતની જામીનગીરી બેન્કીંગ નિયમ પ્રમાણે સારી ગણાતી નથી. નાણાં લેનાર ધણી વખતસર નાણાં ન ભરે, અને તેની મિલ્કત વેચાવવાનો સમય આવે, તો નાણાં ઘણા વખત સુધી રોકાઇ રહેવાનો સંભવ છે. મિલ્કતની કિંમત પણ ધાર્યા કરતાં ઓછી ઉપજે છે. કેટલીક વખત મિલ્કતના લેનાર મળતા નથી. આ બધી વાત ધ્યાનમાં રાખીને મિલ્કતના ગીરો પર ધીરધાર થવી જોઇએ, અને ખાસ કરીને નાણાં લેનાર માણસની આબરૂ પર આધાર રાખવો જોઇએ, અને મિલ્કત તો ફક્ત "કોલેટરલ સીકયુરીટી" તરીકે ગણાવી જોઈએ.

આ જગ્યાએ "કોલેટરલ સીકયુરીટી"નો અર્થ સમજાવીશું. એક માણસને રૂા. ૧૦,૦૦૦)ની લોન લેવી છે. તેના અવેજમાં પોતાની રૂા. ૩૦,૦૦૦)ની કિંમતની મીલ્કત ગીરો આપવા તે ખુશી છે. આ ધીરધાર મંજુર કર્યા પહેલાં આ સખસને મિલ્કત વગર રૂા. ૧૦,૦૦૦) ધીર્યા હોય તો તે સલામત ગણી શકાય કે નહિ તેનો વિચાર કરવો જોઇએ; અને જે કામને માટે નાણાં લેવામાં આવતા હોય તે કામ તેને લાભદાયક હોય તો મિલ્કતની જામીનગીરી અકસ્માત માટે મદદરૂપ થાય એમ ગણીને મિલ્કત પર નાણાં ધીરવામાં આવે તો મિલ્કત "કોલેટરલ સીકયુરીટી" તરીકે લીધી છે એમ ગણાય. નાની રકમ ધીરવાની હોય અને નાણાં લેનારની આબરૂ સારી હોય; તો મિલ્કતની કિંમતના ¾ સુધીની રકમ ધીરી શકાય; પણ જેમ ધીરવાની રક વધતી જાય, તેમ તારણ વધારવૂં; અને સાધારણ રીતે અડધી કિંમત સુધી અને કેટલીક વખત ત્રીજા ભાગનોજ રકમ ધીરવી.

**મિલ્કત પર ધીરવાનું ધોરણ.**

મિલ્કત પર નાણાં ધીરતી વખતે મીલ્કત કોના નામ પર છે, તેની તપાસ થવી જોઇએ. બધા ખતકબાલા તપાસવા જોઇએ. હાલ જે માણસનો કબજો છે, અને જે નાણાં વ્યાજે લેવા માગે છે. તેની પાસે મિલ્કત કેવી રીતે આવી. તેણે જાતે ખરીદેલી છે, કે વારસામામાં આવી છે; વારસામાં આવી હોય તો બીજો કોઈ હકદાર છે, કે નહિ તે બધું તપાસવું જોઇએ; બારં વરસ થયાં કબજો છે, એમ સાબીત થઈ શકે, તો આગલી તપાસ ઝીણવટથી કરવાની જરૂર નથી. એ ઉપરાંત નાણાં લેનાર ધણીએ મકાન બીજા કોઇને ગીરોમાં લખી આપ્યું છે, કે કેમ તેની તપાસ કરવી જોઇએ, અને મીલ્કતની હાલની ખરી કિંમત નક્કી થવી જોઇએ. મકાન પર નાણાં ધીર્યાં હોય તો મકાનનો વીમો બેન્કના નામ પર લેવો જોઇએ.

**મિલ્કત પર ધીરતી વખતે લેવાની સાવચેતી.**

માલની જામીનગીરી પર પણ નાણાં ધીરવામાં આવે છે. કોઇપણ જાતનો ખેતીની પેદાશનો માલ અગર તૈયાર કરેલા માલ (મેન્યુફેક્ચર્ડ ગુડ્ઝ)ની જામીનગીરી પર નાણાં ધીરવામાં આવે છે, માલ બેન્કના 'ગોડાઊન'માં બેન્કના કબજામાં રાખવામાં આવે છે, અને તેનો વીમો બેન્કના નામથી ઉતરાવવામાં આવે છે.

**માલની જામીનગીરી પરની ધીરધાર.**

માલની બજાર ભાવે જે કિંમત થાય, તેના ૭૫% સુધી નાણાં ધીરવામાં આવે છે. આ બાબતમાં પણ માલની જાત અને તેના બજાર ભાવ પર વખતોવખત ધ્યાન રહેવું જોઇએ. જો આ બાબત પર ધ્યાન રહે નહિ, તો બેન્કના નાણાં જોખમમાં આવે. જે ચીજોના ભાવમાં ઘણી ઉથલપાથલ થતી હોય તે ચીજોની જામીનગીરી પર નાણાં ધીરતી વખતે વધારે તારણ રાખવું ઇષ્ટ છે.

ધીરધાર સંબંધે આટલું લખ્યા પછી ધીરવાના વ્યાજના દર સંબંધમાં થોડું લખીશું. નાણાં ધીરવાનો વ્યાજનો દર દરેક સભાસદ માટે એકજ સરખો હોવો જોઇએ કે, જુદા જુદા સભાસદોની આંટ ધ્યાનમાં રાખી, નાણાંની સલામતી વધતી છે કે ઓછી છે તે પર નજર રાખી, વધારે ઓછું વ્યાજ લેવું જોઇએ.

**વ્યાજનો દર.**

કેટલાકનું માનવું એવું છે કે સહકારી સંસ્થાઓમાં બધાને માટે એકજ દર રાખવો જોઇએ, એકની પાસે વધારે અને બીજા પાસે ઓછું વ્યાજ લેવાય નહિ; કારણ વધતો ઓછો દર રાખવો એ સહકારી સિદ્ધાંતની વિરૂદ્ધ છે. આ દલીલમાં કેટલાકને એમ લાગે છે કે વધતું ઓછું જોખમ હોવા છતાં "સબી ઘોડા બારે ટકે" "ટકે શેર ભાજી ટકે શેર ખાજાં" એ રીત વેપારી

ધોરણથી વિરૂદ્ધ છે; અને સહકારી સિદ્ધાંતો વેપારી ધોરણથી ઉલટાં હોઇ શકે નહિ—આ બન્ને વાતોનું સમાધાન કરવું જરૂરનું છે.

સહકારી મંડળીની બધીજ ધીરધાર—એકજ સરખા જોખમ વાળી હોવી જોઇએ—કારણ દરેક માણસની નીતિ તથા જે કામને માટે નાણાં ધીરવામાં આવે છે તે સંબંધે નાણાં લેનારની કુશળતા, તથા નાણાંનો ઉપયોગ જણાવેલા કામમાં કરવામાં આવે છે કે નહિ તેની દેખરેખ, એ ત્રણે બાબત પર ખાસ ધ્યાન આપવું જોઇએ. જેટલે દરજ્જે આ કાર્યમાં ખામી રહે તેટલે દરજ્જે જોખમના સરખાપણામાં વાંધો આવે—આ ઉપરાંત અનુત્પાદક કાર્યો માટે ધીરધાર કરવાની હોય ત્યારે દરેક સભાસદની નાણાં બચાવવાની શક્તિ ધ્યાનમાં રાખી નાણાં ધીરવામાં આવે છે; એટલે જ્યાં સહકારી નિયમોને અનુસરીને ધીરધાર થઇ હોય ત્યાં તો જોખમ પણ દરેક બાબતમાં સરખુંજ રહે છે; પણ હંમેશાં સહકારના નિયમોનું પૂરેપૂરૂં પાલન થાય છે, એમ કહેવાનો અમારો ઉદ્દેશ નથી, અને તેથીજ એવું ધોરણ સ્વીકારવામાં આવ્યું છે કે મુદત સર હપ્તા ન ભરાય અગર લોન પાકે ત્યારે ભરપાઇ કરવામાં ન આવે તો શિક્ષા વ્યાજ લેવું; વળી જે સભાસદો નિયમસર નાણાં પાછાં આપે છે તેમને "બોનસ" ઇનામ મળે છે; એટલે ઇનામ લેનારા; ઇનામ નહિ લેનારા, અને શિક્ષા વ્યાજ ભરનારા એવા ત્રણ વિભાગ—સહકારી સિદ્ધાંત પ્રમાણે પણ સ્વીકારવામાં આવે છે. અને આ પદ્ધતિ સમજાવ્યા પછી—સહકારી સિદ્ધાંત—વેપારી ધોરણથી ઉલટા છે એમ કહી શકાશે નહિ. એટલે બાર મહિનાની બાંધી મુદતની અગર બાર મહિના માટેની ચાલુખાતાની ધીરધાર પર એકજ વ્યાજનો દર રાખવો વ્યાજબી છે—પણ—આનો અર્થ એમ નથી થતો કે બેન્કે બારે માસ એકજ વ્યાજના દરે નાણાંની ધીરધાર કરવી, અને નાણાં બજારની સ્થિતિ તપાસીને વ્યાજનો દર વધારવો અગર ઘટાડવો

નહિ. જુદે જુદે વખતે ધીરવામાં આવેલાં નાણાંનો દર જુદો હોય છે એ વાત જે વેપાર કરે છે, અને નાણાંની લેવડદેવડ કરે છે, તે તો સહેલાઇથી સમજી શકે છે; એટલે બધા વખતની ધીરધાર એકજ ઠરાવેલે વ્યાજે થવી જોઇએ, એવો દુરાગ્રહ રાખવો જોઇએ નહિ. સમયને અનુસારીને બે મહિના, ત્રણ મહિના, અગર ચાર મહિના માટે નાણાં ધીરવાના વ્યાજના દરમાં ફેરફાર કરવો જોઇએ. આવી ટુંક મુદ્દતની ધીરધાર કરતી વખતે ઇમ્પીરીયલ બેન્કનો 'ગર્વનમેન્ટ પેપર'ની જામીનગીરી પર નાણાં ધીરવાનો વ્યાજનો દર શો છે, તે પર ધ્યાન રાખીને વ્યાજનો દર નક્કી કરવો જોઇએ. તે છતાં બાર માસની બાંધી મુદતની ધીરધાર તો એક ઠરાવેલે દરેજ કરાવી જોઇએ.

ધીરધારના સંબંધમાં આટલું લખાણ બસ છે. ચેકના તથા હુંડીના વહિવટ સંબંધમાં જાણવા જોગ હકીકત–શરાફી વ્યવહાર અગર બેન્કીંગ એ નામના અમારા તરફથી બહાર પાડવામાં આવેલા પુસ્તકમાંથી મળી શકશે–માટે તે વિષેની માહિતી મેળવવા જેમની ઇચ્છા હોય તેમને એ પુસ્તક વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

## સહકારના વિષય પર ગુજરાતીમાં મળી શકતાં પુસ્તકો.

---

| | | રૂ. આ. પૈ. |
|---|---|---|
| ૧ | વ્યવસ્થાપક પંચોનો શિક્ષક. .... .... | ૦-૧૨-૦ |
| ૨ | સહકાર પ્રવૃત્તિ .... .... .... | ૦-૧૨-૦ |
| ૩ | ખેતી સુધારણા અને ગ્રામ્ય શરાફી મંડળી.... | ૦- ૨-૦ |
| ૪ | શરાફી વ્યવહાર યાને બેન્કીંગ.... .... | ૦- ૪-૦ |
| ૫ | નાગરિક સહકારી બેન્કો ... .... | ૦- ૪-૦ |
| ૬ | સહકારથી ખેતી સુધારવાની કેટલીક રીતો.... | ૦-૧-૦ |
| ૭ | સહકારી કાયદો .... .... ... | ૧- ૮-૦ |
| ૮ | નામું તથા હિસાબી પદ્ધતિ .... .... | ૦- ૪-૦ |

---

### પુસ્તકો મળવાનાં ઠેકાણાં:--

---

બોમ્બે સેન્ટ્રલ કો-ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટની

| | | |
|---|---|---|
| ૧ | ગુજરાત વિભાગી શાખા. | ભરૂચ. |
| ૨ | સુરત જીલ્લા શાખા. | સુરત. |
| ૩ | અમદાવાદ જીલ્લા શાખા. | અમદાવાદ. |
| ૪ | ખેડા જીલ્લા શાખા. | નડિઆદ. |
| ૫ | પંચમહાલ જીલ્લા શાખા. | ગોધરા. |